

ગુજરાતી—

# જૈનવ્રત કથા સંગ્રહ.

(૨૯ વ્રતોની કથાઓ પૂજા, આરતી, પદ સહિત.)

ગોઘા (ભાવનગર) નિવાસી

સ્વર્ગીય શેઠ રાયચંદ ત્રીભોવનદાસના

સ્મરણાર્થે ભેટ.



મૂલચંદ કસનદાસ કાપડિયા.

श्री वीतरागाय नमः ।

# જૈન વ્રતકથા સંગ્રહ.




સંગ્રહકર્તા અને ભાષાંતરકાર:—

ત્રીભોવનદાસ રાયચંદ શાહ-ભાવનગર.





પ્રકાશક:—

મૂલચંદ કસનદાસ કાપડિયા.

માલિક, દિગંબર જૈન પુસ્તકાલય-સુરત.


ગોઘા (ભાવનગર) નિવાસી સ્વર્ગસ્થ શેઠ રાયચંદ ત્રીભોવનદાસના સ્મરણાર્થે સપ્રેમ ભેટ.


આવૃત્તિ બીજી.] વીર સં. ૨૪૫૬ [પ્રત ૧૦૦૦




મૂલ્ય—વાંચન અને મનન.

# પ્રસ્તાવના.

ગુજરાતના દિગંબર જનોમાં જૈન વ્રતો કરવાનો વિશેષ વિચાર છે પણ તે દરેક વ્રતોની વિધિ અને તે વ્રતોની કથાઓ પ્રકટ ન હોવાથી વિક્રમ સં. ૧૯૫૫ માં સ્વર્ગસ્થ શેઠ પ્રેમચંદ મોતીચંદ ઝવેરી (સ્વર્ગીય દાનવીર શેઠ માણેકચંદજીના ભત્રીજા) એ મરાઠી જૈન વ્રત કથાઓ ઉપરથી ૧૬ વ્રતોની કથાઓનું ભાષાંતર ગુજરાતી ભાષામાં કરીને તે શાસ્ત્રાકારે બાળબોધ લીપિ ને ગુજરાતી ભાષામાં છપાવ્યું હતું તે થોડા સમયમાં ખપી જવાથી એની વારંવાર માંગણી થતી હતી તેમજ ઉત્તર હિંદુસ્તાનમાંથી પણ જૈન વ્રત કથા સંગ્રહની માંગણી થવાથી અમોએ એ ૧૬ કથાઓનું તથા બીજી ૧૩ કથાઓ આમ–તેમથી સંગ્રહ કરી કુલ ૨૯ કથાઓનું હિંદી ભાષાંતર કરાવી હિન્દી જૈન વ્રત કથા સંગ્રહ આશરે ૧૦ વર્ષ ઉપર પ્રકટ કર્યો હતો જેની બે આવૃત્તિઓ આજ સુધી નીકળી ચુકી છે. આ દરમ્યાનમાં ગુજરાતના ભાઇયો ને બહેનોને વ્રત કથા સંગ્રહ ગુજરાતી ભાષામાં ન મળવાથી આ હિંદી ગ્રન્થથી જેમ તેમ ચલાવી લેવું પડતું હતું જેથી ગુજરાતી–જૈન વ્રત કથા સંગ્રહની આવશ્યક્તા ખાસ જણાઇ આવતી હતી, એટલામાં ગત વર્ષમાં પ્રાંતિજમાં શેઠ કેવળદાસ ધનજી બોર્ડિંગ ખુલવાના પ્રસંગે અમે પ્રાંતિજ ગયેલા ત્યાં ભાવનગર નિવાસી ઉત્સાહી ધર્માત્મા શેઠ **વ્રજલાલ કેવળદાસ** (ભગવાનદાસ છગનલાલ ધનજીવાલા) સાથે વાર્તાલાપ થતાં જણાયું કે ઘોઘા (ભાવનગર) નિવાસી વયોવૃદ્ધ સ્વ. **શેઠ રાયચંદ ત્રિભોવનદાસના** સ્મરણાર્થે કઢાયલી રકમના આપ ટ્રસ્ટી છે અને આપનો વિચાર સ્વર્ગસ્થ શેઠ રાયચંદભાઇના નામથી કોઇ ધાર્મિક ગ્રન્થ ગુજરાતી ભાષામાં પ્રકટ કરી મફત વેંચવાનો છે અને તે માટે પ્રાંતિજ સ્ટેશને વાટાઘાટ થતાં અંતે એ નિશ્ચિત થયું કે જૈન વ્રત કથા સંગ્રહનું ગુજરાતી ભાષાંતર કરાવવું અને તે શેઠ રાયચંદભાઇના ફોટો ને જીવન ચરિત્ર સહિત છપાવી પ્રકટ કરાવી તેની ૫૦૦ પ્રતો ગુજરાતમાં ભેટ વેંચવી

અને આ કાર્ય કરી આપવા અમને આપે સૂચના કરવાથી અમે એ કાર્ય સહર્ષ કરી આપવા ઇચ્છા દર્શાવી. એ પછી ભાવનગરના ઉત્સાહી ધર્મપ્રેમી નવયુવક શાહ ત્રીભોવનદાસ રાયચંદ શાહે ૧૭ નંબરથી બાકીની બધા કથાઓનું ગુજરાતી ભાષાંતર યોગ્યતા પૂર્વક તૈયાર કરી આપ્યું એટલે આગલા ગુજરાતી જૈન વ્રત કથા સંગ્રહની ૧૬ કથાઓનું ભાષા સંશોધન કરી એ બધી કથાઓ ગુજરાતી લીપી ને ગુજરાતી ભાષામાં છાપવામાં આવી જે આ પુસ્તકના રૂપમાં ગુજરાતના વાંચકો પ્રમક્ષ રજુ કરીએ છિયે. આ કાર્યમાં પ્રથમ **શેઠ વ્રજલાલભાઇ** અતીવ ધન્યવાદને પાત્ર છે કે જેમણે ગુજરાતી ધાર્મિક સાહિત્યના સરળ પ્રચારાર્થે આ પુસ્તક સ્વર્ગીય શેઠ રાયચંદ ત્રીભોવનદાસના સ્મરણાર્થે પ્રકટ કરવાની ગોઠવણ કરી આપી છે તથા બીજો આભાર **ભાઇ ત્રીભોવનદાસ રાયચંદ શાહ**નો છે કે જેમણે નિઃસ્વાર્થે આ કથાઓનો સંગ્રહ કરી તથા તેનું ભાષાંતર કરી આપી અમને આ કાર્યમાં સરળતા કરી આપી છે. આપ કવિત્વ શક્તિ પણ ધરાવે છે જેની પ્રસાદી તરીકે આ પુસ્તકમાં એમના રચિત નેમનાથ પૂજા, પદ, આરતી વિગેરે પણ પ્રકટ કરેલા છે જે પણ થઈ ઉપયોગી પડશેજ. વળી ભાઇ ત્રીભોવનદાસે અતીવ પરિશ્રમ કરી સ્વર્ગીય શેઠ રાયચંદભાઇનું જીવન ચરિત્ર તૈયાર કરી આપ્યું તે માટે પણ તેઓ અત્યંત ધન્યવાદને પાત્ર છે.

આ પુસ્તકની કુલે ૧૦૦૦ પ્રતો છાપવામાં આવી છે તેમાંથી ૫૦૦ શેઠ રાયચંદભાઇના સ્મરણાર્થે મફત વેંચાશે અને બાકીની ૫૦૦ પ્રતો છુટક વેચાણ માટે પ્રકટ કરવામાં આવી છે.

છેવટમાં એટલુંજ ઇચ્છીશું કે આ કથા સંગ્રહનો ગુજરાતના ભાઇ બહેનોમાં વિશેષ પ્રચાર થાઓ કે જેથી એની બીજી આવૃત્તિ ટુંક વખતમાં પ્રકટ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય.

વીર સં. ૨૪૫૬ }
આસો સુદ ૧. }

**મુલચંદ કસનદાસ કાપડિયા,**
**પ્રકાશક.**

# અનુક્રમણિકા.





# "સદગુરૂને વિનંતી."

(વ્હાલા વેગે આવોરે, દયા દીલે લાવોરે, ભીડું મારી ભાંગવા હોજી—એ રાગ.)

ધીમી ધીમી ચાલેરે, ઝોંકા ખાતી ચાલેરે,
ગુરૂ મારી નાવડી હોજી—(૧)
મધ દરીયે તો તોફાનો બહુ થાય (૨)
મોટાં મોટાં મોજાંરે (૨)
તો પણ જાવું પેલી પારરે હોજી—ધીમી ધીમી.

મારે તો છે શરણુ તમારૂં એક નાથ (૨)
દેજો દેજો સારીરે (૨)
શિક્ષા ગુરૂ ધર્મની હોજી—ધીમી ધીમી૦

નાવ તો મ્હારૂ જીવનનું બહુ જીર્ણ, (૨)
તોયે સીધું ચાલેરે (૨)
સ્હાય તુમારી પામ્યાથી રેજી—ધીમી ધીમી૦

રે'જો રે'જો થઈ સુકાની મુજ સાથ (૨)
"ત્રિભુ" એવું યાચેરે (૨)
ધર્મ ધ્યાને રત રહે હોજી—ધીમી ધીમી૦

**સાખી.**

ગુરૂ સત્પંથે રહું સદા, રત્નત્રયના શુદ્ધ,
દેજો આશિષ એવડી, રહે ત્રિભુવન શુદ્ધ,
ક્ષણે ક્ષણે રટતો રે (૨)
નામ ગુરૂનું રૂડલું હોજી—ધીમી ધીમી૦

**ત્રિભુવન રાયચંદ-ભાવનગર.**



# જિનેંદ્રકે ચરણોંમેં.

( ઓ માતૃભૂમિ તેરે, ચરણોંમેં શીશ નમાઉં—એ રાગ)

ગઝલની ઢબમાં.

ઓ સત્ય દેવ તેરે, ચરણોમેં શીશ નમાઉં—(૨)
મુઝ પ્રેમ ઉછરે ઐસો, તુઝકો કયું કર રીઝાવું,
સેવા કરૂં મેં નિશદિન, તન મનસેં પ્રીત લગાઉં—ઓ સત્ય.

ઉર્મિ પુષ્પ કેરી માલા, તુઝ કંઠમેં લગાઉં,
ચરણારવિંદ તુઝકે, મુઝ શિર પરે ચઢાઉં—ઓ સત્ય.

શુદ્ધ અર્ધ્ય ધરકે મંગલ, તુઝ આરતિ ઉતારૂં,
મધુ તાર ખીંચ કર વીણા, મુઝ દિલકી સુણાઉં—ઓ સત્ય.

બંસી મહીં સબ શૂરો, મુઝ દિલકા સુંણાઉં,
અંતર કેરા સબ નાદો, મુઝ ગાનસે સુણાઉં—ઓ સત્ય.

મુઝ અલ્પ શક્તિ કિન્તુ, તુઝ ભક્તિ મુઝકો પ્રેરે,
તુઝ પ્રેમ કેવલ પાકર, ભવસાગર પાર પાઉં—ઓ સત્ય.

ત્રિભુવન રાયચંદ—ભાવનગર.



# ગોઘા (ભાવનગર,) નિવાસી—
# સ્વર્ગવાસી શેઠ રાયચંદ ત્રિભોવનદાસનો
# જીવન–પરિચય.

---

[જ્યાં ઇર્ષા ને કુસંપ, મદ ને સ્વાર્થ–પરાયણતા, નિરુત્સાહ ને ટૂંકી નઝર-ઇત્યાદિ દુર્ગુણો સમાજને છિન્ન ભિન્ન કરી રહ્યા છે, જ્યાં ઘણા ખરા શ્રીમંતોના, નેતાઓના કે સુધારકોના સાધર્મિક વાત્સલ્યના યથાર્થ પાલનના અભાવથી જ્ઞાતિબંધુઓ આર્થિક હીનતામાં રીબાતા જ્યાં ત્યાં નજર પડે છે અને અજ્ઞાનરૂપી અંધકારમાં ઘેરાવાથી આ ભવ–સમુદ્રમાં જ્યાં ત્યાં ગોથા ખાતા ખાતા કેટલાક તો અધવચ ડૂબી જાય છે, કાંતો કિનારે પહોંચી શક્તા જ નથી. જ્યાં અશારામ, પ્રપંચ. મદ ને ભોગ વિલાસો લક્ષ્મી નંદનોની લક્ષ્મીને ધાર્મિક કાર્યોમાં જતી અટકાવી પોતાની જાળમાં ફસાવવા નોતરી રહ્યા હોય છે અને ઘણે ખરે ઠેકાણે સમાજના કે કુટુંબના પણ નવ યુવકો ને યુવતિઓની આર્થિક, ધાર્મિક ને સામાજીક ઉન્નતિ તરફ તેઓને નમ્ર, વિવેકી, નિર્મલ–હ્રદયી અને પ્રયત્નશીલ બનાવી શક્તિ છુપાવ્યા વગર તેમની ફરજો બજાવવા દેતા નથી અને જ્યાં ઘણે ખરે ઠેકાણે કીર્તિની મોહિની પાછળ ઘેલા થઇ ભમવાથી તેવી માયાનો સંગ છોડી ગુપ્તદાન કે ગુપ્ત સહાયનાં કર્તવ્યો બજાવવાના સમયે શ્રીમંતોને, નેતાઓને કે સુધારકોને '**આંખ આડા કાન**' કરવાનું ગમે છે–એવા વર્તમાન સમયના માનવ જીવનના ઇતિહાસ-પટ પર વસતા સમાજના છુટા છવાયા ન્હાના મોટા દાનવીરો, ઉદ્ધારકો, સુધારકો કે નેતાઓરૂપી જૂદા જૂદા પ્રકારના; ન્હાના મોટા, પુષ્પોવાળા બાગમાં આ જીવન–કથાના નાયક રૂપી પુષ્પને તેના યોગ્ય સ્થાને મૂકવાથી તે બાગની સુવાસમાં કંઇક વૃદ્ધિ થશે અને પ્રસ્તુત



ગોઘા ( ભાવનગર ) નિવાસી—

સ્વર્ગીય જૈન કુળભૂષણ શેઠ રાયચંદ ત્રીભોવનદાસ.

| જન્મ. | સ્વર્ગવાસ. |
|---|---|
| સં. ૧૯૧૭. | સં. ૧૯૮૫. |

પુસ્તકની મીઠી ભેટ સાથે આવા પ્રકારની ન્હાની સુની ભેટ પણ થોડી ઘણી ઉપયોગી થશે એવા આશયથી પ્રસ્તુત જીવન વૃત્તાંત આપવા લેખક પ્રેરાય છે.]

*            *            *            *

**જન્મ.**

મર્હુમ શેઠ રાયચંદભાઇનો જન્મ વિક્રમ સં. ૧૯૧૭ ના અરસામાં કાઠીયાવાડમાં આવેલ ભાવનગર બંદર પાસેના ઘોઘા બંદર કે જે "લંકાની લાડી ને ઘોઘાનો વર" એ કહેવતમાં પંકાય છે તેમાં થયો હતો. ઘોઘામાં અમુક વર્ષો પહેલાં તો દિગંબર જૈન દશા હુમડ ભાઇઓની સારી વસ્તી હતી અને શહેર આબાદ હતું તે અત્યારે તેની પડતી દશાના ખંડીયેરો પણ સાક્ષી પૂરે છે. ત્યાં અત્યારે જૂના વખતના "ચોપડા" અને "ડાંડીયા" એ નામે દિગંબરી જૈન મંદિરો છે જેમાં સહસ્રકૂટ ચૈતાલય, ચોથા કાલની ભવ્ય મોટી પદ્માસન મૂર્તિઓ અને પારસમણિની પણ પદ્માસન બે સુંદર મૂર્તિઓ છે તે પણ દિગંબર જૈન ભાઇઓની પહેલાંની સારી વસ્તીનું પ્રમાણ આપે છે અને અત્યારના ( અમુક વર્ષો સુધીના ) દિગંબરીઓના બે ત્રણ ઘરનો શોચનીય મુકાબલો ઉભો કરે છે.

*            *            *            *

**માતા પિતા.**

આપના પિતા શ્રીયુત્ ત્રિભુવનદાસ બાવા અને માતા સુંદરબાઇ નામે હતા. આપના પિતાશ્રી ઘણા ચતુર ને વ્યવહાર–કુશલ હતા. આપને અમરત નામે એક વિધવા બ્હેન છે જે સુરતમાં રહે છે. આપના પિતાશ્રીની આર્થિક સ્થિતિ સાધારણ હતી. આપ ધાર્મિક કાર્યોમાં ઉત્સાહ અને ખંત ધરાવતા હતા. સં. ૧૯૪૦ની સાલમાં આપ શિખરજીની યાત્રા કરી આવ્યાં હતા. સં ૧૯૪૪ની સાલમાં મુંબઈવાળા મર્હુમ શેઠ નવલચંદ હીરાચંદ ઝવેરી સાથે પાલીતાણે રહી જમીન સંબંધી વાંધાના અંગે પાલીતાણા રાજ્યથી કબજે થયેલ પુરાતન દિગંબરી જૈન ધર્મશાળાને ભાવનગર પ્રંચ

પાસે પાલીતાણા ક્ષેત્રના જમા રહેલ ફંડમાંથી રૂ. ૩૨૪૮) લઈ છોડાવી હતી. આપ છેવટ સુધી પાલીતાણા તીર્થક્ષેત્ર કમીટીના એક મેમ્બર હતાં. આ ધર્મશાળાને છોડાવ્યા પછી, નવું મંદિર બાંધવાના કામ માટે ટીપ કરવા ભાવનગરના શેઠ નરોતમદાસ ભીખાભાઇ અને પોતે મળી પાંચ મહાશયો એકઠા થઈ સોલાપુર ગયા હતા, અને સ્વર્ગીય જૈન કુલભૂષણ શેઠ માણેકચંદ હીરાચંદ ઝવેરી જે. પી. ની મદદ લઇ ત્યાંથી અને અન્ય સ્થળેથી સારી ટીપ કરી હતી. આપનો ધંધો મુંબઈમાં કરીયાણાની તથા ગોળની દલાલીનો હતો. પુત્રના ઉછેરમાં પિતાના ધાર્મિક સંસ્કારો પુત્રને વારસામાં ઉમેરાયા.

*　　　*　　　*　　　*

**કેળવણી.**

વીસમી સદી પૂર્વે નિશાળના ઊંચી કોટિના શિક્ષણ કરતાં વ્યવહારિક જ્ઞાન અને વ્યાપાર પૂરતું નિશાળનું શિક્ષણ વિદ્વાન નહિ. એવા સાધારણ લોકોમાં વધારે કિંમતી ગણાતું. શેઠજીના પિતાએ પણ તેમના માટે તેવો ક્રમ રાખ્યો હતો અને તે ક્રમ શેઠજીએ પૂરો પાડયો.

*　　　*　　　*　　　*

**લગ્ન અને કુટુંબ પ્રત્યે વર્તાવ.**

શેઠજીના લગ્ન ૧૭ વર્ષની ઉંમરે ભાવનગરમાં રા. રા. ગુલાબચંદ નાથુભાઈની પુત્રી ફુલકોર સાથે થયા હતા તેમને એક મણિ નામે પુત્રી અને બે પુત્રો થયા હતા પણ તે ત્રણે સંતાનો તેમની પાકી ઉંમરમાં સંતાનનું સુખ આપવા જીવિત ન રહ્યા અને તેથી સંતાન વિહોણાનું દુઃખ ઘણા વર્ષોથી જીંદગી સુધી આપના શિર પર રહ્યું, અને તેવું દુઃખ આપે ધર્મ-દૃષ્ટિથી અને ધીરજથી સહન કરી લીધું, અને તેના પ્રતિકારમાં સંતાન-પ્રેમ શુભ કરણી કરવામાં, નિઃસ્વાર્થ સેવા કરવામાં, ધાર્મિક કાર્યો કરવામાં દોરવ્યો અને આપના કેટલાએ કુટુંબીઓ અને ગરીબો પર વાળ્યો. આપનું નિકટનું કુટુંબ બહુ સંકુચિત હતું પણ છેટેનાંય સગાંને તેઓ

 ૧૨૫૫૮૨

નિકટનાજ ગણાતા. દત્તક પુત્ર લેવાનું કે પુત્રની આશાથી ફરી લગ્ન કરવાનું છોડીને આ રીતથી તેઓ ગોધાના ઘણા ગરીબોમાં અને આપના કેટલાક કુટુંબીઓમાં તન, મન. ધનની જરૂર અને યોગ્ય લાગ્યા પ્રમાણે નિઃસ્વાર્થ સેવા બજાવવાની તકનો સારો લાભ લઇ શકયા. આપનામાં કુટુંબીઓ પ્રત્યે પ્રેમ, મોટું મન, અને દયા સારા જામ્યા હતા. આપનું હૃદય નિખાલસ હતું અને તે નિખાલસપણું આપના હૃદયમાં જે હોય તે બોલાવી દેતું અને કોઇક વાર અયોગ્ય લાગતી બાબત માટે ગુસ્સામાં ઠપકો પણ અપાવતું–પણ આપના હૃદયમાં પાપ વાસો કરી શકતું નહિં.

* * * *

**ધંધો અને તેમાં વર્તન.**

નિશાળની કેળવણી છોડયા બાદ શેઠ રાયચંદભાઇએ થોડાં વર્ષો મુંબઇમાં પ્રખ્યાત શેઠ કરીમભાઇ ઇબ્રાહીમની પેઢીમાં સાધારણ પગારથી નોકરી કરી અને છેવટે આપે ગોધામાં સ્વતંત્ર અનાજની દુકાન કરી. આ લાઇનમાં આપની કુશળતા અને ખંતથી આપે પોતાનું નશીબ ખીલવ્યું અને તેથી તેની સાથે ધીરધારનું પણ કામ હાથમાં લીધું. લક્ષ્મીનું અત્યંત સુખ ભોગવવા નશીબ, પુરૂષાર્થ, કુશલતા અને ખંત એ બધાંયે આપને માટે સારૂં દ્રવ્ય ભેગું કરી દીધું. વૃદ્ધાવસ્થામાં આપે ધર્મધ્યાન માટે અને સ્વાસ્થ્ય સાચવવા માટે તે દુકાનનો ધંધો મૂકયો અને સંતોષ વૃત્તિ ધારણ કરી બની શકે તેટલું ધીરધારનું કામ ઘેર કરવાનું રાખ્યું. વ્યાપારમાં આપનું વર્તન દગા–ફટકા વગરનું હતું અને આપનો દયાળુ સ્વભાવ કોઇપણ ગરીબ દેણદાર ઉપર છેવટ દાવો કરવાના પ્રસંગમાં આપને કંપાવતો અને તેથી ઘણાય ગરીબ કે સાધારણ દેણદારો પાસેનું લ્હેણું ઓછા વત્તા લઇ પતાવવાની પ્રથમ વાત કરાવતો અને કેટલાક ગરીબ કે જેઓ દુઃખી અને દેવું આપવાને અશક્ત હોય તેમની પાસેનું લ્હેણું કંઇપણ લીધા સિવાય પણ માંડી વળાવતો.

**પરગજુપણું.**

શેઠજીનો સ્વભાવ પરગજુ હતો. કોઇ સગા સંબંધીના કે પાડોશીના જાણીતા ગરીબના લૌકિક કામ-કાજની ભાંજગડમાં પોતે જરૂર પડયે દયાથી કે પ્રેમથી પડતા અને જશ કે અપયશનો બોજો માથે લઈ અર્થાત્ લોકોપવાદનો ભય વ્હોરી તેનું કામ પાર પાડયે નિરાંત પામતા.

*　　*　　*　　*

**ધાર્મિક જીવન.**

શેઠજીનું ધાર્મિક જ્ઞાન જો કે સાધારણ કહેવાય પણ તેમનામાં ધર્મ ઉપર શ્રદ્ધા અને પ્રેમના બચપણથી પડેલા નૈસર્ગિક સંસ્કારો ઘણાજ સારા અને ચુસ્ત હતા અને તેના પરિણામે આપનું ધાર્મિક જીવન ઘણુંજ પ્રભાવશાલી થતું ગયું. વિક્રમ સંવત ૧૯૫૦ માં ગોધાના "ચોપડા" દેહેરાસરનો અને ન્યાતનો કારભાર તેઓએ પોતાના હાથમાં લીધો, જે આપે જીંદગી સુધી જાત મહેનતથી, ખંત અને ઉત્સાહથી નિયમસર એવી સારી રીતે ચલાવ્યો કે અત્યારના ગણ્યા ગાંઠયા દિગંબરીઓની વસ્તીવાળા ગોધામાં ઘણા માણસોની ખોટ પૂરી પાડે અને "ચોપડા" દેહેરાસરમાં કેટલાક ઉપકરણો વસાવ્યા અને દ્રવ્યની પણ સારી રકમ ભેગી કરી. વળી સં. ૧૯૮૦ ની સાલમાં "ડાંડીયા" દેહેરાસરના જીર્ણોદ્ધારના કાર્યમાં પણ પોતાનો હિસ્સો આપ્યો હતો. પ્રક્ષાલ પૂજા જેવી શ્રાવકના નિત્ય નિયમની ક્રિયાઓ તેઓએ તદ્દન શરીરે અટકી ગયા ત્યાંસુધી કરી. તેવીજ રીતે ચૌવિહાર, કંદમૂળ ત્યાગ, લીલોતરી પરિમાણ, અને આઠમ ચૌદશના ઉપવાસો તથા અષ્ટાન્હિકાના તથા દશ લક્ષણીનાં વ્રત વિધાનો પણ ઉદ્યાપન સાથે કર્યા. તેમણે ચોથા વ્રત (શીલવ્રત)ની બાધા પણ સં. ૧૯૬૮–૬૯ માં કર્મદહનના સાથીયા ભર્યા ત્યારે લીધી હતી. પોતે સંચિત કરેલ લક્ષ્મીનો વ્યય "હાથે તે સાથે" અને ધર્મ માટે નિઃસ્વાર્થ સેવા એ સદા માટે સાથે રહેતું ભવિષ્યની જીંદગી માટેનું ભાતું સમજી

શુભ કાર્ય કરતા રહેતા. એક પંડિત કવિ કહે છે તેમ આપને લાગી આવતું કે—

જોબન ગૃહ ગોધન નારી, હય ગય જન આજ્ઞાકારી,
" ઇન્દ્રિય ભોગ છિન થાઈ, સુરધનુ ચપલા ચપલાઈ." (છ:ઢાલા)
" શુભ કામ કરકે મરના, સમઝો હસીકા જીના,
જીના ન ઔર હોગા, કરના જો ચાહે કરલો."

શેઠજીએ નીચે મુજબ **ધાર્મિક કાર્યો** કર્યાં હતાં:—

(૧) સં. ૧૯૫૪–૫૫ માં પિતાની હયાતિમાં પાલીતાણાનો સંઘ કાઢયો અને રૂ. ૨૦૧) આપી પાલીતાણાની નવી ધર્મશાળાની એક ઓરડી પર નામ નોંધાવ્યું.

(૨) સં. ૧૯૬૮–૬૯ માં પાલીતાણામાં થયેલ મુંબઈ દિ. જૈન પ્રાંતિક સભાના વાર્ષિક અધિવેશન માટેની સ્વાગત કમીટીના ઉપ-પ્રમુખ થયા હતા અને અધિવેશનના કાર્યમાં સારો ફાળો આપ્યો હતો.

(૩) સંવત ૧૯૭૦ માં પાલીતાણાના નવા મંદિરમાં રૂ. ૨૦૦) આપી સમેદશીખરજીની પોતાના નામે રચના કરાવી હતી.

(૪) સં. ૧૯૬૨માં જૈનબિદ્રી, મૂલબિદ્રી વિગેરે પંચ તીર્થોની યાત્રાઓ કરી, સમેદ શીખર અને કેશરીયાજીની જાત્રા ત્રણ ચાર વાર, ગીરનારની યાત્રા પાંચ કે સાત વાર કરી અર્થાત્ હિંદુસ્તાનના લગભગ બધાંય દિગંબરી તીર્થક્ષેત્રોની યાત્રા કરી અને એ અર્થે દ્રવ્યનો સદુપયોગ કરતા ગયા અને તે સદુપયોગમાં નોંધને પાત્ર નીચે મુજબનાં દાનો હતાં:—

સંવત ૧૯૮૩માં તારંગા ક્ષેત્રના કુવાના ખર્ચ માટે રૂ. ૭૦૦) યાત્રાની યાદગીરીમાં આપ્યા.

ઉદેપુરમાં ધર્મશાળાની ઓરડી ઉપર રૂ. ૨૨૫) આપી નામ નોંધાવ્યું; અને કેશરીયાજીની પાઠશાળામાં કે બીજા ક્ષેત્રોની પાઠ-શાળાઓમાં કે ધાર્મિક સંસ્થાઓમાં છુટક છુટક રકમો ભરી હતી.

(૫) સંવત ૧૯૭૫ માં ભાવનગરની "વિદ્યાનંદ" ની જગ્યામાં આરસનો ચોતરો કરી ગુરૂના પગલાં સ્થાપવા પ્રતિષ્ઠા કરી હતી—અને તેમાં વરઘોડાના સમારંભ સાથે પૂજા વિધાન કર્યું હતું અને જ્ઞાતિ-ભોજન આપ્યું હતું, તે માટે રૂ. ૪૦૦) ખર્ચ્યાં હતા.

(૬) સંવત ૧૯૮૧ માં વાગડ પ્રાન્તમાં સાગવાડામાં પોતાના નામથી બોર્ડીંગ ખોલવાનું અતિ ઉપયોગી અને સર્વોત્તમ કાર્ય કર્યું. એવા કાર્ય માટે લાંબા વખતથી શેઠની ઇચ્છા હતી અને સાગવાડાના વર્દ્ધમાન દિગંબર જૈન વિદ્યાલયને એક બોર્ડીંગ ખોલી ઉત્તેજન આપવાની ખાસ જરૂર જણાઇ, કેમકે એ વિદ્યાલયનો આશ્રય, વાગડ પ્રાન્તમાં એવા વિદ્યાલયની વીરલતા હોવાથી આસ-પાસના ગામોના જૈન વિદ્યાર્થીઓને વધારે ફલપ્રદ જાણી લેવો પડતો અને તે માટે ત્યાં બોર્ડીંગ જેવી સગવડતાની ઘણી જરૂર હતી. આથી શેઠજીએ સદા માટે રૂ. ૫૦) માસિક આપવાનું સ્વીકારી પોતાના નામથી બોર્ડીંગ ખોલાવી અને તેવી સહાય સ્થાયી રહે તે માટે ભાવનગરમાં રૂ. ૧૧,૫૦૦) કાઢી તેની દુકાનો ખરીદી સ્થાવર મિલ્કત બનાવી અને તે દુકાનોના ભાડાની ઉપજમાંથી રૂ. ૫૦) ની માસિક સહાય મળતી રહે તેવો પ્રબંધ કર્યો. આપની બોર્ડીંગમાં હાલ ૧૬ વિદ્યાર્થીઓ લાભ લે છે અને ધાર્મિક, સાહિત્ય, ગણિત અને અંગ્રેજી શિક્ષણ લે છે. ધાર્મિક શિક્ષણમાં જૈન ધર્મ શિક્ષક, બાલબોધ જૈન ધર્મ, રત્નકરંડ શ્રાવકાચાર, છઃઢાલા, તત્વાર્થસુત્ર, ભક્તામર, પંચ કલ્યાણક, દર્શનપાઠ એ પાઠય પુસ્તકોનો અભ્યાસ ચાલે છે. આપના આ મહત્વના શુભ કાર્યથી પ્રેરાઈ સંવત ૧૯૮૩ માં (તા. ૧૯-૪-૨૬) વાગડ પ્રાન્તના દિગંબર ભાઇઓએ શેઠજીને **"જૈન કુલભૂષણ"** ની પદવી માનપત્ર સાથે અર્પણ કરી હતી. આજ વર્ષમાં આપે આબુમાં ધર્મશાળાની એક ઓરડી પર રૂ. ૨૨૫) આપી નામ નોંધાવ્યું હતું.

*    *    *    *

**સ્વર્ગવાસ.**

શેઠજી મરડાના દર્દથી બીમાર થયા અને ત્યાર પછી આપની માંદગી થોડા માસ ઓછી વત્તી ચાલુજ રહી અને દિનપ્રતિદિન અશક્તિ વધારે થતી ગઇ અને સં. ૧૯૮૫ ના માગશર વદી ૯ ના દીને માંદગી વધારે ગંભીર થઇ અને તે દિનના સંધ્યાના સમયે ગોઘાના ઘણા આશ્રિત ગરીબોનો આધાર અને ગોઘાની દિગંબરી જ્ઞાતિનો એક આગેવાન, ધાર્મિક કાર્યવાહક, સ્વજનનો ભેરૂ, વાગડ પ્રાન્તનો એક આગેવાન, દાની, એવા શેઠના આત્માએ માત્ર તેમના

પત્ની પુલકોરને પાછળ મૂકી આ નશ્વર દેહનો ત્યાગ કર્યો અને તેથી હજુય વધારે તેમની નિઃસ્વાર્થ સેવાનો લાભ સમાજને મળવાની આશા તૂટી પડી, જો કે તેમના શુભ કાર્યોની નજરે જોતાં તેઓ હજુ જીવતાજ છે, જેમકે—"ખીલી કળી કરમાય છે, પુષ્પો મુકે પણ વાસ ના."

\+ + + +

**મિલ્કતના સદ્વ્યયની યોજના.**

શેઠજીએ પોતાની હયાતિમાં પોતાનાજ શુભ હસ્તે પોતાની મિલ્કતનો સદ્વ્યય થાય તેવા હેતુથી પ્રથમથીજ વ્યવસ્થા કરી નાંખી હતી તેમાં આપના અવસાન પછી તુરતજ રૂપીઆ એક હજાર શુભ માર્ગે વાપરવા સૂચવેલ હતું અને તે મુજબ તે રકમની વ્યવસ્થા થઈ ચૂકેલ છે. વિશેષમાં, પોતાની રોકડ મિલ્કતમાંથી આપના પત્નીના ઉપયોગ માટે દશહજારની રકમનું વ્યાજ આપવાનું ફરમાવેલ છે અને તે ઉપરાંતની રોકડ મિલ્કતનું જે વ્યાજ ઉત્પન્ન થાય તે શુભ માર્ગે વાપરી નાખવા વ્યવસ્થા સૂચવેલ છે અને તેમના પત્નીની હયાતિ બાદ ઉપરની દશ હજારની રકમનું પણ વ્યાજ જે ઉત્પન્ન થાય તે પણ આપના તેમજ આપની પત્નીના નામથી શુભ માર્ગે વાપરવા વ્યવસ્થા કરેલ છે.

\+ ÷ + +

**ઉપસંહાર.**

અંતમાં, સ્વર્ગસ્થ શેઠજીના મૃત્યુ માટે દિલસોજી પ્રકટ કરી આપનો આત્મા પરમ શાંતિ પામે અને આત્મોન્નતિના શિખરે પહોંચે એવી લેખકની પ્રભુ પાસે હૃદયપૂર્વક પ્રાર્થના છે અને આ જીવનની હકિકતો—વૃત્તાંતના કાર્ય માટે, પૂરી પાડી આપવાની મદદ માટે ભાવનગરના શેઠ ભગવાનદાસ છગનલાલનો આભાર માની કૃતાર્થ થાય છે અને આ વૃત્તાંતમાં જે ત્રૂટી કે ભૂલ હોય તે માટે સુજ્ઞ વાંચકો પાસે ક્ષમા માંગે છે અને તે સુધારી લેવા નમ્ર વિનતિ કરે છે.

ૐ શાન્તિ ! શાન્તિ !! શાન્તિ !!!

ભાવનગર
તા. ૧-૯-૩૦.

લી. ગુણાનુરાગી,
**ત્રિભુવન ના. ચંદ.**

# શુદ્ધિપત્ર.

| પૃ. | લાઈન | શુદ્ધ | અશુદ્ધ. |
|---|---|---|---|
| ૧૧ | ૮–૨૧ | કોડ | કોઢ |
| ૧૪ | ૬–૮ | ” | ” |
| ૧૪ | ૨૨ | કે | તે |
| ૧૪ | ૨૫ | ખુલ્લા | ખુલ્લા |
| ૧૫ | ૧ | નમન | નમણ |
| ૧૯ | ૪ | સ્ત્રીએ આ | સ્ત્રીએ |
| ૩૦ | ૧૨ | અપાય થતો | હાનિ થતી |
| ૩૦ | ૨૨ | સાતીઓ | સાથીઓ |
| ૪૮ | ૧૭ | ઔષધોપવાસ | પ્રોષધોપવાસ |
| ૫૬ | ૧૩ | આહાર | હાર |
| ૮૧ | ૨૩ | સાતીયો | સાથીયો |
| ૧૦૯ | ૧૧ | ધમ | ધર્મ |
| ૧૦૯ | ૨૨ | કથા | વિધિ |
| ૧૧૧ | ૧૫ | બંને રાજ્યનો | રાજ્યનો |
| ૧૩૨ | ૧૪ | ધમ | ધર્મ |
| ૧૩૬ | ૧૦ | સુકખ | સુખ |
| ૧૩૮ | ૧૬ | ધર્મપિદેશ | ધર્મોપદેશ |
| ૧૪૩ | ૫ | વિશાખભૂતિ | વિશાખભુતિનો |
| ૧૪૮ | ૨૧ | ચાલી જતી હતી | ચાલ્યાં જતાં હતાં |
| ૧૫૨ | ૨૬ | અહમાન્દ્ર | અહમિન્દ્ર |
| ૧૫૮ | ૧૧ | આધકાર | અધિકાર |
| ૧૫૯ | ૫ | પછા | પછી |
| ૧૬૨ | ૧ | શાસ્ત્રા | શાસ્ત્રો |
| ૧૬૨ | ૧૯ | મન | માન |
| ૧૭૧ | ૭ | સંવેગ | સંવેગ શક્તિ |
| ૧૭૧ | ૧૨ | સુખા | સુખ |
| ૧૭૨ | ૩ | જમ્બૂ | જમ્બૂદ્વીપ |

# श्री जैन व्रत कथा संग्रह।

## भूमिका.

[આ ભૂમિકા પહેલેથી છેલ્લે સુધી દરેક કથાની શરૂઆતમાં વાંચવી જોઇએ અથવા એ વાંચ્યા પછીજ દરેક કથાની શરૂઆત કરવી જોઈએ.]



અનંતાન્ત આકાશ (અલોકાકાશ) ના બરાબર મધ્ય ભાગમાં ૩૪૩ ઘન રાજૂ પ્રમાણુ ક્ષેત્રફળ વાળો અનાદિ નિધન આવા પુરૂષના આકારવાળો લોકાકાશ છે. તે લોકાકાશ ત્રણુ જાતના વાતવલયો એટલે વાયુઓ (ઘનોદધિ, ઘન, અને તનુવાતવલય)થી ઘેરાયેલો છે અને પોતાના આધારેજ પોતે સ્થાયી રહેલ છે.

આ લોકાકાશ ઉર્ધ્વ, મધ્ય, અને અધોલોક એવી જાતના ત્રણુ ભાગોમાં વેંહેચાયેલો છે. આ લોકાકાશની વચ્ચોવચ ૧૪ રાજૂ ઉંચી અને એક રાજૂ પહોળી લાંબી ચારે તરફ થંભની માફક એક ત્રસ નાડી છે, એટલે તેની બહાર ત્રસ જીવો (બે ઈન્દ્રીય, ત્રણુ ઇન્દ્રીય, ચાર ઇન્દ્રીય, અને પાંચ ઇન્દ્રીય જીવો) રહેતા નથી, પણુ એકેન્દ્રીંય જીવ, સ્થાવર, નિગોદ તો આખા લોકાકાશમાં ત્રસ નાડી અને તેની બહાર પણુ વાતવલયો સુધી રહે છે. આ ત્રસ નાડીન ઉપરના ભાગમાં સૌથી ઉપર તનુ, વાતવલયના છેડાન ભાગમાં બધા કર્મોથી રહિત, અનન્તદર્શન, જ્ઞાન, સુખ અને વીર્યાદિ અનન્ત ગુણુને ધારણુ કરવાવાળા, પોત પોતાની

અવગાહના (ક્ષેત્ર) ને લીધે અનન્ત સિદ્ધ ભગવાન બીરાજે છે. તેની નીચે અહમિંદ્ર નામના દેવોનો વાસ છે. અને પછી સોળમાં સ્વર્ગના દેવોનો વાસ છે.

સ્વર્ગોની નીચે મધ્ય લોક સમજવામાં આવે છે. આ મધ્ય લોકની ઉપરના ભાગમાં સૂર્ય, ચંદ્ર વિગેરે જ્યોતિષી દેવોનો વાસ છે, (તેઓના ફરવાથી અથવા હમેશા સુદર્શન વિગેરે મેરૂઓની–પર્વતોની પ્રદિક્ષણા કરવાથી દિવસ અને રાત અને રૂતુઓનો ભેદ અથવા કાળના ભેદ થાય છે.) પછી નીચેના ભાગમાં પૃથ્વી ઉપર મનુષ્ય, તિર્યંચ, પશુ અને વ્યંતર જાતિના દેવોનો વાસ છે. મધ્ય લોકની નીચે અધો લોક, (પાતાલ લોક) છે. આ પાતાલ લોકની ઉપર થોડાક ભાગમાં વ્યંતર અને ભવનવાસી નામના દેવો રહે છે અને બાકીના ભાગમાં નારકી ( નરકમાં રહેવાવાળા ) જીવોનો વાસ છે.

ઉર્ધ્વ લોકમાં વસ્તા દેવ, ઈન્દ્ર વીગેરે તથા મધ્ય લોકમાં અથવા પાતાલ લોકમાં વસતા (ચાર પ્રકારના) ઈન્દ્રાદિ દેવો તો પોતાના પહેલાના કરેલા પુણ્યના ઉદય કાળનું ફળ મેળવી ઈન્દ્રીયોના વિષયોમાં મગ્ન રહે છે. અથવા પોતાનાથી મોટા રૂદ્ધિધારી ઈન્દ્રાદિ દેવોના વૈભવો દેખવાથી અને તે સહી ન શકવાથી મનમાં ઘણું દુઃખ (આર્તધ્યાન) પામે છે. અને એવી રીતે તેઓ પોતાનું આયુષ્ય પુરૂ કરી અને ત્યાંથી ચલાયમાન થઇ મનુષ્ય કે તિર્યંચ વિગેરે ગતિમાં પોત પોતાના કર્મો પ્રમાણે જન્મે છે.

આવી રીતે પાતાલ વાશી નારકી જીવો પણ નિત્ય પાપના ઉદયથી પરસ્પર મારણ (મારી નાંખવું તે) તાડન,

(મારવું તે) છેદન, ભેદન, વધ, બંધન, વિગેરેના જુદીજુદી જાતના દુઃખો ભોગવવાથી અતિ આર્ત કે રૌદ્ર ધ્યાનથી આયુષ્ય પુરૂં કરી મરે છે અને પોત પોતાના કર્મ મુજબ મનુષ્ય કે તિર્યંચ ગતિને પામે છે.

મતલબ કે બન્ને (દેવ તથા નરક) ગતિઓ એવી છે કે તેમાંથી આયુષ્ય પુરૂં કર્યા વિના નીકળી શકાતું નથી, તેમ ત્યાંથી સીધો મોક્ષ પણ મેળવી શકાતો નથી. કેમકે આ બે ગતિના જીવોના શરીર વૈક્રિયક (શરીરના રૂપ જુદા-જુદા ધારણ કરે તેવા) છે કે જે શરીરો ઘણા પુણ્યના કે પાપના કરણથી તેના ફળ સુખ કે દુઃખ તેનાથી ભોગવાય તે માટે મળે છે. આથી તેઓનાથી તે પર્યાયોમાં (અવ-સ્થાઓમાં) ચારિત્ર ધારણ કરી શકાતું નથી, અને ચારિત્ર વિના મોક્ષ થતો નથી. તે માટે આ ગતિઓના જીવોને ત્યાંથી નીકળી મનુષ્ય કે તિર્યંચ ગતિમાંજ આવવું પડે છે.

તિર્યંચ ગતિમાં પણ એકઇન્દ્રીય, બેઇન્દ્રીય, ત્રણ ઇન્દ્રીય અને ચાર ઈન્દ્રીય અને અસૈની (મન વગરના) પંચ ઇન્દ્રીય જીવોને તો મન ન હોવાથી સમ્યક્દર્શનજ થઈ શકતું નથી, અને સમ્યક્દર્શન વિના સમ્યગ્જ્ઞાન તથા સમ્યક્-ચારિત્ર પણ થતું નથી.

હવે સૈની પંચેન્દ્રીય જીવો રહ્યા કે જેઓ સમ્યકત્વ થવાથી અપ્રત્યાખ્યાનાવરણ નામના કષાયના ક્ષયોપશમથી એક દેશવ્રત થઈ શકે છે પણ પૂર્ણવ્રત પાળી શકાતું નથી. તેથી મનુષ્ય ગતિજ એક એવી ગતિ ઠરી કે જેમાં આ જીવ સમ્યક્ત્વ ( સમ્યક્દર્શન ) સાથે પુરા ચારિત્રનું પાલન કરી અવિનાશી મોક્ષના સુખને પામે છે. મનુષ્ય મધ્ય લોક-

માંજ વસે છે તેથી મનુષ્યના ક્ષેત્રની કાંઈક ટુંક માહીતિ આપી વ્રત કથા શરૂ કરીશું.

લોકાકાશની વચમાં એક રાજૂ પહોળો અને સાત રાજૂ લાંબો મધ્ય લોક છે જેમાં ત્રસ જીવોનો વાસ એક રાજૂ લાંબા અને એક રાજૂ પહોળા ક્ષેત્રમાં છે (મધ્ય લોકનો આકાર □□□○□□□ આવો છે). આ એક રાજૂ મધ્ય લોકના ક્ષેત્રમાં જંબુદ્વીપ અને લવણ સમુદ્ર વગેરે અસંખ્યાત દ્વીપો અને સમુદ્રો ચૂડીના આકાર જેવા એક બીજાથી ઘેરાયેલા દ્વીપથી બમણા સમુદ્રો અને તે સમુદ્રોથી બમણા દ્વીપો એવી રીતે બમણા બમણા વિસ્તારવાળા છે.

આ અસંખ્યાત દ્વીપ સમુદ્રની વચમાં થાળીના ગોળ આકારની જેમ એક લાખ મહાયોજનના (ચાર હજાર માઇલ) વીસ્તારવાળો **જંબુદ્વીપ** છે. તેની આસપાસ લવણ સમુદ્ર પછી ઘાતકીખંડ દ્વીપ, પછી કાલોદધિ સમુદ્ર અને પછી પુષ્કર દ્વીપ છે. આ પુષ્કર દ્વીપની વચ્ચોવચ એક ગોળ ભીંતના આકારવાળા પર્વતથી (જેને માનુષોત્તર પર્વત કહે છે) બે ભાગમાં વહેંચાઇ ગયેલ છે. આ પર્વતની પેલીમેર કોઈ મનુષ્ય જઈ શકતું નથી. આવી રીતે જંબૂ, ઘાતકી અને અડધો પુષ્કર (અઢાઇદ્વીપ) અને લવણ તથા કાલોદધિ નામના બે સમુદ્રો મળી ૪૫ મહાયોજનના વિસ્તારવાળો ક્ષેત્ર તે **મનુષ્યલોક** કહેવાય છે. અને એટલાજ ક્ષેત્રમાં મનુષ્ય રત્નત્રયને ધારણ કરી મોક્ષ પામી શકે છે.

જીવ કર્મથી જુદો થવાથી પોતાની સ્વાભાવિક ગતિ પ્રમાણે ઉર્ધ્વ ગમન (ઉંચે જવું તે) કરે છે. આથી જેટલા ક્ષેત્રથી જીવ મોક્ષ મળવાથી ઉર્ધ્વ ગમન કરે છે અને લોક

શિખરના (ટોચના) છેડે જઈ ત્યાં ધર્મદ્રવ્ય આગળ ન હોવાથી અધર્મ દ્રવ્યની સહાયથી રહે છે, તેટલા લોકના છેડેના ભાગ-વાળા ક્ષેત્રને **સિદ્ધક્ષેત્ર** કહે છે. આમ સિદ્ધક્ષેત્ર પણ ૪૫ લાખ યોજનનો ઠરે છે.

આ અઢાઇ દ્વીપમાં પાંચ મેરૂ અને તે સંબંધી વીસ વિદેહ (ક્ષેત્ર) તથા પાંચ ભરત અને પાંચ ઐરાવત ક્ષેત્ર છે. આ ક્ષેત્રોમાં જીવ રત્નત્રય (સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર)થી કર્મનો નાશ કરી શકે છે. તે સિવાય બીજા કેટલાંક એવા ક્ષેત્રો છે કે જ્યાં ભોગ ભૂમિની રીત–યુગલીયાની રીત (ભાઈ બ્હેન સાથે જન્મે તે) પ્રચલિત હોય છે. એટલે ત્યાંના જીવ મનુષ્યો વગેરે પોતાની બધી આયુષ્ય વિષય ભોગોમાંજ વિતાવે છે. આ ભોગ ભૂમિઓ ઉત્તમ, મધ્યમ, અને જઘન્ય એવી ત્રણ પ્રકારની હોય છે, અને તેની અનુક્રમે ત્રણ બે અને એક-પલ્યની મોટામાં મોટી આયુષ્ય હોય છે. આહાર બહુ થોડો હોય છે. તેઓ બધા રાજા પ્રજાના ભેદ વગર સરખા હોય છે, અને તેમને બધી જાતનાં ભોગના સાધનો કલ્પવૃક્ષની મારફત મળે છે તેથી તેઓ વ્યાપાર, ધંધા વગેરેની ઉપાધિથી અળગા હોય છે. આમ તેઓ આયુષ્ય પુરી કરી મંદ કષા-યોને લીધે દેવગતિને પામે છે.

ભરત અને ઐરાવત ક્ષેત્રોના આર્યખંડોમાં ઉત્સર્પિણી અને અવસર્પિણી (કલ્પકાલ) ના છ કાળો ( સુખમા સુખમાં, સુખમા, સુખમાં દુઃખમા, દુઃખમાં સુખમા, દુઃખમાં અને દુઃખમા દુઃખમાં ) પ્રવર્તે છે. તેથી તે ક્ષેત્રોમાં પણ પહેલાના ત્રણ કાળોમાં તો ભોગ ભૂમિનીજ રીત પ્રચલિત હોય છે. બાકીના ત્રણ કાળો કર્મ ભૂમિના હોય છે એટલે આ છેલ્લા

ત્રણ કાળોમાં ચોથો ( દુઃખમા સુખમાં ) કાળ છે જેમાં ૬૩ શલાકા વગેરે મહાપુરૂષો જન્મ પામે છે. પાંચમાં અને છઠ્ઠા કાળમાં અનુક્રમે આયુષ્ય, શરીર, બળ, વીર્ય ક્રમે-ક્રમે ઘટી જાય છે અને તેથી તે કાળોમાં કોઇ પણ જીવ મોક્ષ પામી શકતો નથી. વિદેહ ક્ષેત્રોમાં આવું કાલ ચક્રનું ફરવું હોતું નથી. ત્યાં તો સદા ચોથો કાળ રહે છે. અને ઓછામાં ઓછા ૨૦ તથા વધારેમાં વધારે ૧૬૦ શ્રી તિર્થંકર ભગવાન તથા અનેક સામાન્ય કેવળી તથા મુનિ, શ્રાવક વગેરે વિદ્યમાન હોય છે. અને તેથી હમેશાંજ મોક્ષ માર્ગનો ઉપદેશ તથા તે માટેના સાધન રહેવાથી મોક્ષ મેળવતાં રહે છે. જે ક્ષેત્રોમાં રહીને જીવ પોતાના આત્માના સ્વભાવને પામી મોક્ષ પામી શકે છે, અથવા જેમાં મનુષ્ય અસિ (શસ્ત્ર), મસિ (લખવું), કૃષિ (ખેતી), વાણિજ્ય (વ્યાપાર) શિલ્પ (કારીગરી) અને વિદ્યા વગેરેથી ગુજરાન કરી જીવન વીતાવે છે તે કર્મ ભૂમિ કહેવાય છે.

આ મનુષ્ય ક્ષેત્રની વચમાં જે જંબૂદ્વીપ છે તેની વચ્ચોવચ **સુદર્શન મેરૂ** નામનો થંભના આકારવાળો એક લાખ યોજન ઉંચો પર્વત છે. આ પર્વત ઉપર સોળ અકૃત્રિમ જીનમંદિર છે. આ તે પર્વત છે કે જેની ઉપર ભગવાનનો જન્માભિષેક ઈન્દ્રાદિક દેવો કરે છે. એ સિવાય, છ પર્વતો બીજા પણ દંડની માફક (ભીંતની માફક) આ દ્વીપમાં છે, જેથી આ દ્વીપ સાત ક્ષેત્રોમાં વ્હેંચાઈ ગયેલો છે. આ છ પર્વતો સુદર્શન મેરૂની ઉત્તર અને દક્ષિણ દિશામાં આડા પૂર્વ અને પશ્ચિમ દિશા સુધી સમુદ્ર સાથે મળેલા હોય છે. આ સાત ક્ષેત્રોમાંથી દક્ષિણ બાજુએ સૌથી છેડેના ક્ષેત્રને **ભરત ક્ષેત્ર** કહે છે. આ ભરત ક્ષેત્રમાં વચમાં વિજયાર્દ્ધ

પર્વત આવી જવાથી તેના પણ બે ભાગ પડી ગયા છે. અને તેની ઉત્તર દિશાની બાજુએ જે હિમવન્ પર્વતપર પદ્મહૃદ્ (સરોવર) છે, ત્યાંથી ગંગા અને સિંધુ બે મોટી નદીયો નીકળી વિજયાર્દ્ધ પર્વતને ભેદતી અને પૂર્વ અને પશ્ચિમ દિશામાંથી વહેતી દક્ષિણ સમુદ્રમાં મળે છે. આથી ભરત ક્ષેત્રના છ ખંડ થઇ જાય છે. આ છ ખંડમાંથી દક્ષિણ દિશાનો સૌથી વચલો ખંડ **આર્યખંડ** કહેવાય છે. અને બાકીના પાંચ ખંડ મ્લેચ્છ ખંડ કહિવાય છે. આ આર્ય ખંડમાં તીર્થંકર વિગેરે મહાપુરૂષો પેદા થાય છે એજ આર્યખંડ કહેવાય છે.

આ આર્ય ખંડમાં **મગધ** નામનો એક પ્રદેશ છે, જે અત્યારે વિહાર પ્રાંત કહેવાય છે. આ મગધ દેશમાં **રાજગૃહી** નામની ઘણી મનોહર નગરી છે. અને આ નગરી પાસે વિપુલાચલ, ઉદયાચલ, વિગેરે પાંચ પહાડ છે. અને પહાડોની નીચે કેટલાક ગરમ પાણીના કુંડો છે. આ પહાડોને ઝરણાંના લીધે નગરીની શોભા વધારે વધી છે. જો કે કાળના દોષથી હાલ આ નગર ઉજડ થઇ ગયું છે પણ તેની આસપાસની નિશાનીઓ દેખવાથી માલમ પડે છે કે કોઇ વખત આ નગર જરૂર ઘણી સારી સ્થિતિમાં હશેજ.

આજથી ૨૫૨૮ વરસ પહેલાં ચોવીસમા તીર્થંકર શ્રી વર્દ્ધમાન ( મહાવીર ) સ્વામીના સમયમાં આ નગરમાં મહા મંડલેશ્વર મહારાજા **શ્રેણિક** રાજ્ય કરતા હતા. આ રાજા ઘણા પ્રતાપી, ન્યાયવાન અને પ્રજાનું રક્ષણ કરવાવાળા હતા. તેઓ પોતાની કુમાર અવસ્થામાં પૂર્વના કર્મના ઉદયથી પોતાના પિતાથી દેશનિકાલ થયા. તેઓ ભમતા ભમતા એક બૌદ્ધ સાધુના ઉપદેશથી બૌધ્ધ મતનો સ્વીકાર કરી ચૂકયા

હતા. તેઓ ઘણા કાલ સુધી બૌધ્ધ મતનેજ માનનારા રહ્યા જ્યારે આ શ્રેણિક કુમાર પોતાના બાહુબલથી અને બુદ્ધિના બળથી પરદેશોમાં ભ્રમણ કરી ઘણો વૈભવ અને ઐશ્વર્ય સાથે પોતાના દેશ તરફ વળ્યા, ત્યારે ત્યાંના લોકોએ તેમને પોતાનો રાજા બનાવવાનું કબૂલ કર્યું. આ વખતે તેમના પિતા **ઉપશ્રેણિકનો** સ્વર્ગવાસ થયો હતો અને તેમનો એક ભાઈ **ચિલાતક** નામે પોતાના પિતાથી સોંપાયેલ રાજ્ય કરતો હતો. તે રાજ્ય કામમાં અજાણ હતો અને પ્રજા પર જૂલમ કરતો તેથી પ્રજા તેની ઉપર નાખુશ થઈ ગઈ હતી. આથી આખી પ્રજાએ મળી તેને રાજગાદી પરથી ઉઠાડી મૂકયો. અને મહારાજા શ્રેણિકને પોતાના રાજા બનાવ્યા, અને આવી રીતે મહારાજા શ્રેણિક નીતિપૂર્વક પુત્રની સમાન પ્રજાનું પાલન કરવા લાગ્યા.

ત્યારપછી તેમનાં એક બીજા લગ્ન રાજા ચેટકની કન્યા ચેલના સાથે થયા. **ચેલના રાણી** જૈન ધર્મને માનનારી હતી. અને રાજા શ્રેણિક બૌદ્ધ ધર્મને માનવાવાળા હતા. આથી એ બન્નેમાં એક બીજા સાથે ધાર્મિક વિવાદ થયા કરતો હતો. બન્ને બાજુવાળા પોત પોતાના પક્ષનું રક્ષણ અને બીજાના પક્ષનું ખંડન કરવા મોટી મોટી યુક્તિઓ વાપરતા હતા, પણ "सत्यमेव जयंते" (સત્યનોજ જય થાય છે) એ કહેવત મુજબ છેવટે રાજા શ્રેણિકે પોતાની હાર માની જૈનધર્મનો સ્વીકાર કરી લીધો. અને તેની જૈનધર્મ ઉપર શ્રદ્ધા ઘણી જામી ગઈ. એટલુંજ નહિં પણ તે જૈનધર્મ, દેવ અથવા ગુરૂઓના પરમ ભક્ત બની ગયા અને હંમેશ જૈન ધર્મની આબાદી માટે અટૂટ પ્રયત્ન કરવા લાગ્યા.

એક દિવસ આ રાજગૃહી નગરની પાસેના ઉદ્યાનમાં

(વનમાં) વિપુલાચલ પર્વત ઉપર શ્રીમદ્દેવાધિ દેવ પરમ ભટ્ટા-રક શ્રી ૧૦૦૮ શ્રી વર્ધમાન સ્વામીનું સમવશરણ આવ્યું. જેના અતિશયથી (પ્રભાવથી) ત્યાંના વન ઉપવનોમાં છ ઋતુ-ઓના ફુલ ફળ એક સાથેજ ફાલ્યાં, અને નદી સરોવર વગેરે સ્થળો જળથી ભરપૂર થઈ ગયાં. વનચર, નભચર, ને જળ-ચર વિગેરે જીવો આનંદ સાથ પોત પોતાના સ્થળોમાં સ્વતંત્ર ભય વિનાનાં થઇ ફરવા તથા રમવા લાગ્યાં. દૂર દૂર સુધી રોગ, મરકી ને દુકાળ વિગેરેનું નામજ ન રહ્યું. આવા અનેક અતિશયો થવા લાગ્યા, ત્યારે વનમાલી તે ફળ અને ફુલોની ડાલી ભરી આ આનન્દદાયક સમાચાર રાજાને આપવા ગયો અને વિવેક સાથે તે ફળફૂલની ભેટ આપી બધા સમાચાર કહી સંભળાવ્યા.

રાજા શ્રણિક આ સમાચારથી ઘણાજ ખુશી થયા, અને પોતાના સિંહાસન પરથી તરતજ ઉતરી વિપુલાચલ તરફ મ્હોં કરી છેટેથી (પરોક્ષ) નમસ્કાર કર્યા. પછી વન-માળીને મનગમતું ઈનામ આપ્યું. અને આ શુભ સમાચાર આખા નગરમાં ફેલાવી દીધા, અને ઢંઢેરો પીટાવ્યો કે મહાવીર ભગવાનનું સમવશરણ વિપુલાચલ પર્વત ઉપર આવ્યું છે તેથી સર્વે નરનારીઓ વંદના માટે ચાલો. રાજા પોતે પણ ધામધુમથી કરી મનમાં આનંદ પામતા વંદના માટે ગયા.

જતાં જતાં માનસ્તંભ ઉપર નજર પડતાંજ હાથીથી ઉતરી પગે ચાલી સમવશરણમાં રાણી તથા પરિવાર અને નગરજનો સાથે પહોંચ્યા, અને દરેક સ્થળે યથાયોગ્ય વંદના સ્તુતિ કરતા ગંધ કુટીની પાસે આવી પહોંચ્યા અને ભક્તિ અને નમ્રતાથી સ્તુતિ કરી, મનુષ્યોની સભામાં જઇને બેઠા અને બીજાઓ પણ પોતપોતાને યોગ્ય સ્થાનમાં બેસી ગયા.

એ વખતે મોક્ષની ઇચ્છાવાળા જીવોના કલ્યાણ માટે શ્રી જિનેન્દ્રદેવની મેઘ (વાદળાં)ની ગર્જના (ગાજવું) માફક ૐકારરૂપ અનક્ષરી વાણી (દિવ્યધ્વનિ) થઈ. જો કે આ વાણીને ત્યાંના સભાજનો પોતપોતાની ભાષામાં બની શકે તેમ પોતાના જ્ઞાનાવરણ કર્મના ક્ષયોપશમ મુજબ સમજતા હતા તોપણ ગણધર, (ગણેશ કે જે મનુષ્યોની સભામાં શ્રેષ્ઠ અને ચાર જ્ઞાન ધારી હોય તે,) તે વાણીને બાર અંગના રૂપમાં કહી ભવ્યજીવોને ભેદાભેદ સહિત સમજાવતા હતા. તે વખતે શ્રી મહાવીર સ્વામીના સમવશરણમાં આવેલ ગણનાયક શ્રી ગૌતમ સ્વામીએ પ્રભુની વાણીને સાંભળી સભાજનોને સાત તત્ત્વ, નવ પદાર્થ, પંચાસ્તિકાય વિગેરેનું સ્વરૂપ સમજાવી રત્નત્રયરૂપ મોક્ષના માર્ગનું કથન કર્યું, અને સાગાર (ગૃહસ્થ) તથા અનાગાર (સાધુ–ગૃહત્યાગી) ધર્મનો ઉપદેશ દીધો. આ સાંભળી નિકટભવ્ય (જેની સંસારમાં સ્થિતિ થોડી રહી ગઈ છે અથવા જેનો મોક્ષ થવો નજીકમાં છે.) જીવોએ શક્તિ મુજબ મુનિ અથવા શ્રાવકના વ્રતો ધારણ કર્યા. આવી રીતે જ્યારે ભગવાન ધર્મના સ્વરૂપનું કથન કરી રહ્યા ત્યારે તે સભામાં હાજર થયેલ પરમશ્રદ્ધાળુ ભક્ત રાજા શ્રેણિકે વિનયથી અને નમ્રતાથી શ્રીગૌતમસ્વામી (ગણધર)ને પૂછ્યું કે હે પ્રભુ !...........

....વ્રતની વિધિ કેવી રીતે છે અને આ વ્રતને કોણે પાળ્યું તથા તેનું તેને ફળ શું મળ્યું તે કૃપા કરી કહો, કે જેથી થોડી શક્તિવાળા જીવો પણ યથાશક્તિ પોતાનું કલ્યાણ કરી શકે અને જિન ધર્મની પ્રભાવના થાય.

આ સાંભળી શ્રી ગૌતમસ્વામી બોલ્યા કે રાજા ! તમારો આ પ્રશ્ન સમયોચિત્ત છે અને ઉત્તમ છે તેથી ધ્યાન દઇ સાંભળો. આ વ્રતની કથા તથા વિધિ આ પ્રમાણે છે.

(१)

# आकाश पंचमी व्रत कथा.

જંબુદ્વીપમાનાં ભરતક્ષેત્ર વિષે સોરઠ નામે દેશ છે, તે સોરઠ દેશમાં તિલકપુર નામે શેહેર છે. ત્યાં મહિપાલ નામે રાજા રાજ કરતો હતો. તેની રાણીનું નામ વિચક્ષણા હતું. તેજ શેહેરમાં એક ભદ્રશાહ નામે વેપારી રેહેતો હતો તેની સ્ત્રીનું નામ નંદા હતું. તેને પેટે એક વિશાલા નામની પુત્રી થઈ. તે રૂપવંતી તેમજ ગુણવંતી હતી. પણ પાછળથી તેને હોઠે સફેદ કોડ નીકળ્યો તેથી તેની સાથે કોઈપણ પરણતું નહતું. આથી તેના માતપિતાને ઘણું દુઃખ થયું, છોકરી પણ ઉદાસ થઈને રડયા કરતી હતી. ત્યારે તેની માતા તેને કેહેવા લાગી કે, હે પુત્રી, આપણે કંઇ પાપકર્મ કર્યાં હશે તેના ફળ ભોગવવાંજ જોઇએ. તું ધર્મકાર્ય તરફ ધ્યાન લગાડ, એટલે તારૂં દુઃખ મટશે. આ સાંભળીને તે છોકરી દરરોજ જિનવાણી સાંભળવા લાગી, વ્રત નિયમ સારી રીતે પાળવા લાગી. પાત્રદાન, જિનપૂજા, મંત્રજાપ ઈત્યાદિ ધર્મ કાર્યોમાં તત્પર રેહેવા લાગી. તેના આ વ્રતના પ્રતાપને લીધે એક દહાડો પિંગલ નામનો કોઈ વૈદ ત્યાં આવ્યો અને કહેવા લાગ્યો કે, જો આ છોકરીનો રોગ સારો કરૂં તો તમે એ છોકરી, મને આપશો ? બાપે કહ્યું કે 'તમે આનો રોગ મટાડો, એટલે તમને આપૂં. પછી તે વૈદે સિધ્ધચક્રની પૂજા કરીને ઓસડ આપ્યું. તેથી તે છોકરીનો કોડ મટી ગયો. પછી લગ્ન વિધીએ તે છોકરી વૈદને આપી. ત્યારબાદ તે ઘણા દિવસ સુધી રહીને તે પત્નિ સહિત પોતાને ગામ જવા નિકળ્યો, જતાં જતાં મેવાડ દેશના ચિતોડગઢમાં

આવ્યો. ત્યાં તેને ભિલ્લ લોકો મલ્યા, અને તેની પાસેની સર્વ ચીજો લુટી લીધી, એટલુંજ નહી પણ પિંગલને ઘણો માર માર્યો, તેથી તે ઘાયલ થઇને મરણ પામ્યો. પછી તે વિશાલા ત્યાંથી નીકળી અને ચિતોડ શેહેરમાં આવી. ત્યાં જીનાલયમાં ગઈ, પુજા કીધી અને ગુરૂને નમસ્કાર કરીને પોતાની સર્વ હકીકત કહી. તે કહેવા લાગી કે, "અહીંયા મારૂં પીયર પણ નથી ને સાસરૂં પણ નથી. આવા જંગલમાં આવી પડી છું. અહીંઆ મારૂં કોઇ ઓળખીતું અથવા સગું પણ નથી. લુગડાં લત્તાં બધું લુંટાઈ જવાને લીધે પાસે એક દમડી પણ રહી નથી. પતિ મરણનું ખરૂં દુઃખ તો એક બાજુએ રહ્યું, પણ મારે હવે શું કરવું તે કંઇ મને સુઝતું નથી." વિશાલાને આવા દુઃખ દરિયામાં ડુબેલી જોઇને ગુરૂને ઘણી દયા આવી અને તેઓ કહેવા લાગ્યા કે, "હે બાળા આપણાં કીધેલાં કર્મો આપણે ભોગવ્યા વગર છુટકો નથી અને પૂર્વ જન્મમાં તેં જે જે પાપ કીધાં છે અને જેનાં તું હમણાં ફળ ભોગવે છે તે તને કહું છું સાંભળ."

પેહેલાં એક જન્મમાં આજ શેહેરમાં તું વારાંગના (વેશ્યા) હતી. તું સ્વરૂપમાં ઘણી સુંદર હતી, તેમ નૃત્ય (નાચ) કરવામાં પણ નિપુણ હતી. કોઇએક દહાડો સોમદત્ત નામના મુની આ શેહેરમાં આવ્યા. મુનીને જોઇને બધા શ્રાવક લોકને ઘણો આનંદ થયો. દરરોજ તરેહ તરેહવાર ઓચ્છવો થવા માંડયા રાજાનો હાથી માંગી લાવીને તેના-પર શાસ્ત્ર બીરાજમાન કરીને મોટા ઠાઠથી ગુરૂને દેહેરામાં લાવ્યા. ગુરૂ મહારાજ તે પુસ્તક વાંચીને દરરોજ સઘળાને અર્થ કેહેતા અને લોક મોટી ઉત્કંઠાથી નિયમિત વખતે

દેહેરામાં આવી એકચિત્તે શાસ્ત્ર સાંભળવા લાગ્યા. આ સઘળો ઓચ્છવ જોઈને બ્રાહ્મણ લોકો દ્વેષ કરવા લાગ્યા. તેઓએ મુનીમહારાજ સાથે મોટો સંવાદ કીધો તે સંવાદમાં મુનીમહારાજથી બ્રાહ્મણો હારી ગયા. આ જોઈને સઘળા શ્રાવક લોકોને મોટો હર્ષ થયો. તેમ તેમ બ્રાહ્મણ લોકોના મનમાંનો દ્વેષ વધવા લાગ્યો. તેથી તેઓ મુનીને ઉપદ્રવ કરવાને બીજો એક ઉપાય શોધ્યો. તે આ હતો કે તારો જીવ તે વખતે સ્વરૂપવાન કલાવંતીનો હતો. ત્યારે તેઓએ એક કલાવંતીને બોલાવી તે તું જ. પછી તેઓએ તને કહ્યું કે "તું જો આ મુનીનું બ્રહ્મચર્ય ભ્રષ્ટ કરે તો તને પુષ્કળ પૈસો આપીએ." તું દ્રવ્યના લોભથી શ્રાવકીનો વેષ ધારણ કરીને રાત્રે એકલી દેહેરામાં જવા લાગી અને મુનીને મોહમાં નાંખવાને અનેક રીતના પ્રયત્ન કરવા લાગી. મુનીને આલીંગન દીધું (ભેટી) તો પણ મુનીએ જે એક ચિત્ત ધ્યાન ધર્યું હતું તે કંઈ ચલ્યું નહિ. મુની મેરૂપર્વત માફક સ્થિર બેઠા હતા. ત્યારે તું મનમાં નિરૂપાય થઈને શરમાવા લાગી અને તને ઘણી નવાઇ લાગી કે એક નેત્ર કટાક્ષથી મોટામોટાને ફંદમાં ફસાવનારી હું જારિણી હોઈને મેં ઘણા પ્રયત્ન કીધાં તો પણ આ મુની આંખ ઉઘાડી જોતા નથી, એ કેવી આશ્ચર્યની વાત છે? ધન્ય છે આ યોગીને ?? સાબાશ તેના જીતેંન્દ્રિયપણાને ?? આ પ્રમાણે મનમાં કહીને તે પાછી બ્રાહ્મણો પાસે આવી. બ્રાહ્મણો પાસેથી કંઇપણ પૈસા ન લેતાં તેને ખરી બનેલી બીના કહી અને કેહેવા લાગી કે પુરૂષોને કામવિકાર ઉત્પન્ન કરવાને મારા જેટલા ઉપાય હતા તે મેં કર્યા પણ મુનીએ કંઈ પોતાનું ચિત્ત ખસેડયું નહિ આ સાંભળીને તે બ્રાહ્મણો નિરાશ થયા.

પછી તને બહુ પશ્ચાતાપ થવા લાગ્યો. તું કેહેવા લાગી કે "અરેરે! મેં પાપિણીએ મુનીને ફોગટના ઉપસર્ગ કર્યા દુષ્ટ લોકોના કેહેવાથી મેં આ મુનીને છળ્યા: ધિક્કાર છે મારા જન્મને! અહો શૂં જૈન ધર્મનો મહિમા!! શ્રાવકના કુળમાં જન્મ થવો તે કેટલો ભાગ્યવાન ગણાય?" એવી રીતે તને પસ્તાવો થયો. પછી તને કોઢ થયો. અને મરણ પછી પાતકને લીધે ચોથે નરકે ગઇ, ત્યાં દશ સાગર વર્ષ સુધી આયુષ્ય કાઢયું. ત્યાંથી કંઇ પશ્ચાતાપના પુણ્યથી ભદ્રશાહ શ્રાવકને પેટે તેં આ જન્મ લીધો ત્યાં તને સફેદ કોઢ થયો. તે પિંગલ વૈદે સારો કીધો અને તે તારી સાથે પરણ્યો. પછી પિંગલના પૂર્વના પાપને લીધે ચોરોએ તેને માર્યો અને તું અહીંઆ આવી. આ પ્રમાણે તારા જન્માંતરની કથા છે. આપણે કરેલાં પાપો ધર્મ કીધાથી મટી જાય છે. તો હવે તૂં કંઈ ધર્માચરણનો અંગીકાર કર. એટલે આ પાપના ત્રાસમાંથી છુટીશ. પેહેલાં તું સમકિત સહિત બાર વ્રત ધારણ કર. (કોઈપણ વ્રત આપવા અગાઉ ઘણું કરીને શ્રાવકના બાર વ્રત આપવામાં આવે છે. પછી બીજું વૃત આપવામાં આવે છે. આમ અનુક્રમે વૃત લીધાંથી તેનું ફળ યોગ્ય મળે છે. પેહેલાં બાર વૃત નહીં લેતાં ફક્ત અપવાસ કરીને અમે ફલાણું વૃત કીધું, એમ કીધાથી તે વૃત થતું નથી.) અને પછી આકાશ પંચમી નામનું ઉત્તમ વૃત છે તેને અંગીકાર કર. કે વૃત ભાદરવા સુદ પાંચમને દહાડે કરવું પડે છે. તે એમકે "તે દહાડે અપવાસ કરવો અને તે દિવસે જીનાલયમાં જઈ પૂજા કરવી. પછી રાત્રે દેહેરાના ઉંચા ખુલ્લ, ભાગમાં અગાસીમાં જઇને જગા સાફ કરી જાગરણ કરવું અને ત્યાં સિંહાસન ગોઠવી ચોવીસ

તિર્થંકરની પ્રતિમા સ્થાપન કરવી, અને દરેક પોહોરે નમન પૂજા કરવી, ત્યાં ગમે તેવો જબરો વરસાદ પડે અથવા કોઇ ભયંકર ઉપસર્ગ નડે તો પણ જગા છોડવી નહી. અપરાજીત મંત્રના એકસોઆઠ જપ કરવા." આ પ્રમાણે પાંચ વર્ષ સુધી વૃત કરીને પછી ઉદ્યાપન કરવું. તે વખતે દરેક પ્રકારની પાંચપાંચ વસ્તુ લાવવી. પાંચ પુસ્તક દેવાલયમાં મુકવાં. છતર પાંચ, તોરણ પાંચ વગેરે પાંચપાંચ ચીજો હોવી જોઇએ. ચાર પ્રકારના સમુહને સારી રીતે દાન આપવું. આ પ્રમાણે ગુરૂના મુખે વૃતની વિધી સાંભળીને વિશાલાએ એ વ્રત લીધૂં. પાંચ વર્ષ સુધી બરાબર વિધી પ્રમાણે તેણે તે વ્રત પાળ્યું. પછી તેનું આયુષ્ય પુરૂં થવાથી તે મરીને વ્રતના ફળને લીધે ચોથે સ્વર્ગે ગઈ. ત્યાં તે જીવ મહિંપીઠ વિમાનમાં મણિભદ્ર નામનો દેવ થયો. ત્યાં દેવી સહીત તરેહ તરેહવાર ક્રીડા કરે, તીર્થ યાત્રા કરે, જ્યાં જ્યાં કેવળ ભગવાનના સમોસરણ હોય ત્યાં વંદવા જાય. આ પ્રમાણે સાત સાગર વર્ષનું આયુષ્ય પુરૂં કરીને મરણ પામ્યો. તે આ પૃથ્વીપર માળવ દેશમાંની ઉજજયની નગરીમાં જે પ્રિયંગ સુંદર રાજા હતો, અને તેની સ્ત્રી તારામતી હતી, તેને પેટે જન્મયો. તેનું નામ સદાનંદ પાડયું. પછી તે મોટો થઇને શ્રાવકોના વ્રત પાળવા લાગ્યો, અને પાટવી કુંવરનું સુખ ભોગવવા લાગ્યો. એક દહાડો શેહેરના બાગમાં એક મુની આવ્યા, તેમને વંદવા સદાનંદ ગયો. ત્યાં મુનીને મોઢે ધર્મ વિચાર સાંભળીને તેને વૈરાગ્ય ઉત્પન્ન થયો. અને રાજ-સુખની ઇચ્છા છોડીને દીક્ષા લીધી. તે સમકિતપૂર્વક જ્ઞાનના અભ્યાસમાં મંડયો. ચારિત્ર નિર્મળ પાળવા લાગ્યો.

તપશ્ચરણ પણ ઘણું કરવા લાગ્યો. પછી શુકલધ્યાનના બળથી તેને કેવળજ્ઞાન થયું. પછી ભવ્ય જીવોને સદ્બોધ કરીને તે મોક્ષે ગયો.

સારાંશ—આ આકાશ પંચમી વૃતનું ફળ પરંપરા મોક્ષ આપનારૂં છે. આ વૃતના પ્રભાવને લીધે અનંતલોક મોક્ષે ગયા છે.

આ પ્રમાણે આકાશ પંચમી વ્રત કથા પૂર્ણ થઈ.

---

(૨)

## फलदशमी (अक्षयदशमी) व्रत कथा.

આ જંબુદ્વીપ વિષે ભરતક્ષેત્રમાં આર્ય ખંડ છે. અને તે આર્ય ખંડમાં રાજગ્રહી નામનું શેહેર છે. ત્યાં મેઘનાદ નામના રાજા રાજ્ય કરતો હતો તેની પત્નિ પૃથ્વીમતી તેમજ સદ્ગુણી હતી. જૈનધર્મ પ્રમાણે તેના આચરણ સારાં હતાં તેને કંઇ છોકરૂં નહતું તેથી તે ઘણો ઉદાસ રહેતી. એક દહાડો રાજા પાસે બેઠી હતી તે ઘડી ઘણી ગળગળી તથા રડવા જેવી થઇને કેહેવા લાગી કે “ધન્ય છે આ સાંસારમાં તે સ્ત્રીઓને કે જેઓ પોતાના છોકરા પોતે ઉછેરે છે. જેમ એક જંગલ ફુલ વગરનું નિસ્તેજ દેખાય છે તેમ હું દેખાઉં છું.” આંખમાંના આંસુ લુગડાંને છેડે લુછતી તો પણ તે બંધ થતાં નહી. આ જોઈને રાજા બોલ્યો “ શાંત થા, ઉદાસ શું કામ થાય છે. આપણા કંઈ પુર્વ જન્મનું પુણ્ય નહી હશે તેથી આપણુને પુત્રનું સુખ નથી. જ્યારે પુણ્યનો ઉદય થશે ત્યારે ધારેલું સુખ મળવાને વાર લાગશે નહિ.

નહી. તો હવે ફોકટનો શોક કરતી નહી. અહિંયા જૈન મંદિરમાં ગુરૂ મહારાજ છે તેની પાસે જઇને આપણા પુર્વ જન્મના ભવાન્તર તેને પુછીએ અને તેઓ કહે તે યત્ન આપણે કરીએ." પછી તેઓ બન્ને ગુરૂને નમસ્કાર કરીને બેઠા. રાજા બોલ્યો. "મહારાજ અમને પુત્ર થશે કે નહીં એ કહો. "ગુરૂએ કહ્યું." રાજા, પૂર્વ જન્મના પાતકને લીધે તમને પુત્ર થતો નથી. તમારાં પૂર્વ જન્મના પાતક કહું છું તે સાંભળો.

રત્નાખ્ય નામે નગરમાં શ્રીવત્સ નામનો રાજા રાજ્ય કરતો હતો. તેની સ્ત્રી શ્રીમતી ઘણી ખરાબ હતી. એક દહાડો તેને ઘેર બે ચારણ મુની આવ્યા. તેમનો યોગ્ય સત્કાર કરીને આહાર આપવાની તજવીજ કરતી હતી. તેટલામાં કોઈ ગ્રહસ્થે તેને ઉત્તમ કેરી લાવી આપી અને કહ્યું કે "આ કેરીયો ઘણી સારી છે મુનીને આહાર આપતી વખતે તેમને આપજે એટલે તને બહુ પુણ્ય લાગશે." તેને તે કેરીઓ બહુ સારી છે એમ જાણીને લોભ થયો, અને તેણે તે મુનીને નહીં આપતાં ઘરમાં ઢાંકી રાખી. તેજ પાતકથી તારૂં કુળ પુત્રહીન થયું છે." પછી રાજા કેહેવા લાગ્યો કે ગુરૂ મહારાજ હવે હમને પુત્ર પ્રાપ્તિ થાય એવું કંઈ વ્રત કહો. પછી મુનિએ કહ્યું કે તમે બન્ને જણ કળશ દશમી (અક્ષયદશમી) વ્રત કરશો તો તમને પુત્રનું સુખ થશે. આ વ્રત ત્હારા નગરનો બ્રાહ્મણ જે હાલમાં ત્હારો ત્રિવિક્રમ નામનો પુરોહિત છે તેણે અને તેની સ્ત્રીએ તે વ્રત કીધું હતું તેને બાર છોકરા અને ચાર છોકરીઓ થઈ છે. તેના પૂર્વ જન્મની કથા નીચે પ્રમાણે છેઃ—"આ મગધ-

દેશમાં કાશી શેહેર છે ત્યાં બહુધાન્ય નામનો એક પુરૂષ અને તેની સ્ત્રી વસુંધરા એમ રેહેતાં હતાં. એક દહાડો આ બન્ને જણુ વનમાં જતાં હતાં તેવામાં એક જીનાલયમાં એક વિદ્યાધરી પૂજા કરતી હતી તે તેણે જોઈ. અને વસુંધરાએ પાસે જઈ તે વિધી જોઇ અને તેને ઘણો આનંદ થયો. પછી વસુંધરા તે વિદ્યાધરીને પુછવા લાગી કે આ કયું વ્રત છે, તેની વિધી કૃપા કરીને કહો? પછી તે વિદ્યાધરીએ વ્રતની વિધિ તેને કહી તે આ પ્રમાણે:—શ્રાવણ સુદ દશમને દહાડે આ વ્રત કરવું, તે એમ કે તે દહાડે અપવાસ કરવો, જીન પ્રતિમાનું નમણુ કરવુ. સોનાનો, તાંબાનો અથવા માટીનો કુંભ પાણીએ ભરીને તે ઉપર કપડું ઢાંકીને મુકવો. પછી તે પર ચોવીસ મહારાજની પ્રતિમા મુકવી અને તેનું અષ્ટદ્રવ્યથી પુજન કરવું. તે વખતે મુનિ, આર્જીકા, શ્રાવક, શ્રાવિકા વગેરેને ચાર પ્રકારનું દાન આપવું. આ પ્રકારની વિધિ સાંભળીને વસુંધરાને ઘણો આનંદ થયો અને તેણે તે વિધી પોતાના પતિને કહી, તેથી તેને પણ ઘણો આનંદ થયો. પછી તે બન્ને જણે આ વ્રત શુદ્ધ રીતે પાળ્યું. તેથી તે મરણ પામીને સૌધર્મ સ્વર્ગમાં દેવ થયાં. ત્યાં તેઓ તરેહ તરેહના વિલાસ ભોગવીને ત્યાંથી ચવીને આ મૃત્યુ લોકમાં તારા શેહેરમાં જન્મયા છે. બહુધાન્ય હતો તે ત્રિવિક્રમ થયો છે અને વસુંધરા હતી તે તેની હમણાની પત્નિ અનુધરા થઇ છે; "હવે આ વ્રતનું ફળ તમે નજરે નજર જુઓ" આ પ્રમાણે રાજા મેઘનાદ અને તેની પત્નિ પૃથ્વીમતિ એમ બન્ને જણે આ કલશ દશમીનું વ્રત મુની પાસે લીધું. અને શુદ્ધ રીતે દસ વર્ષ સુધી વ્રત પુરૂં કરીને પછી ઉદ્યાપન કર્યું. તેથી તેમને

સાત છોકરા અને પાંચ છોકરીઓ થઇ. આ પ્રમાણે તે રાજા પુત્ર, પૌત્ર વગેરે સંતતી ને અનેક પ્રકારની સંપત્તી ભોગવીને મરણ પામ્યો. તે વખતે સમાધિ મરણ સાંધીને સ્વર્ગે ગયો. તેની સ્ત્રીએ આ સ્ત્રીલીંગ છેદ્યું. પછી બન્ને જણે આ મૃત્યુ લોકમાં જન્મ લઇને જૈન દીક્ષા ધારણ કરીને અક્ષય પદ (મોક્ષ) મેળવ્યું. આ કથા જીનસાગર છંદ બંધ કરી છે; તેનો આ સારાંસ અહીઆં મૂકયો છે.

આ પ્રમાણે ફળ દશમી વ્રત કથા પૂર્ણ થઇ.

(૩)

## गरुड पंचमी ( नागपंचमी ) व्रत कथा.

જંબુદ્વીપમાંના ભરતક્ષેત્ર વિષે વિજયાર્ધ પર્વતના દક્ષિણ બાજુએ રત્નપુર નગરનો (ચક્રવાલ) રાજા ગરૂડ વિદ્યાધર અને સ્ત્રી ગરૂડા એ બન્ને જણ ઉત્તમ પ્રકારના સુખ, ભોગ ભોગવીને રાજ્ય કરતા હતા. આ રાજા હમેશાં અકૃત્રિમ ચૈત્યાલયનાં દર્શન કરતો હતો. એક દહાડો વંદના કરીને પાછા ફરતાં પૂર્વ ભવનો વેરી સાથે આવતો હતો. તેણે રાજાને જોઇને આગળનું વેર યાદ કરીને તે લેવા માટે તેની (રાજાની) બધી વિદ્યાનો નાશ કીધો, અને રાજાને જમીનપર નાંખ્યો. જયારે તે વિદ્યાધર જમીનપર પડયો ત્યારે ત્યાં તેણે એક મુનીશ્વરને જોયા અને મોટો આનંદ માનીને નમસ્કાર કીધા. અને મુનીશ્વરને કહેવા લાગ્યો કે "મહારાજ હવે હું વિદ્યાહીન છું, માટે મારા ગરીબ ઉપર કૃપા કરવી જોઈએ." આ સાંભળીને સમાધિગુપ્ત મુનિ કૃપાવંત થઈને

તેને ગરૂડ પંચમી વ્રત કહેવા લાગ્યા. અને કહ્યું કે "આ વ્રતના પ્રભાવે કરીને ધરણેંદ્ર પદ્માવતી ખુશી થઈને તારી વિદ્યા તને પાછી આપશે અને તારા મનના મનોરથ પૂર્ણ કરશે." ત્યારે વિદ્યાધરે કહ્યું કે "મહારાજ આ વ્રત કોણે કર્યું અને તેને શું ફળ મળ્યું, તે મને કહો !" તેથી સમાધિગુપ્ત મુનીશ્વર કહેવા લાગ્યા કેઃ—

"માલવ દેશમાંના ચિંચગામ નગરમાં નાગગૌડ અને તેની સ્ત્રી કમલાવતી બન્ને સુખે રેહેતાં હતાં. તે બન્નેને પાંચ છોકરા થયા. તેના નામ મહાબળ, પરબળ, રામ, સોમ અને ભીમ હતા. છેલ્લે એક પુત્રી થઇ તેનું નામ ચારિત્રમતી હતું. તે યોગ્ય ઉમરે પુગતાં તેને તેના પિતાએ તંબગામના ધનદત્તના છોકરા મનોરમણ સાથે પરણાવી. તે બન્ને સ્ત્રી પુરૂષ આનંદમાં સુખ ભોગવતાં હતાં. તેવામાં તેમને એક છોકરો થયો. તેનું નામ શાંતિ પાડયું. કેટલોક વખત ગયા પછી આ લોકને ઘેર સુગુપ્ત નામના મુની આવ્યા તેને જોઇને ચારિત્રમતીને ઘણો આનંદ થયો. અને ઘણા હર્ષથી મન, વચન, કાયાએ કરીને તેણે મુનિને આહારદાન આપ્યું અને નવવિધ પુણ્ય મેળવ્યું. મુનીશ્વર આહાર લઈને અક્ષય નિધિ એવું વચન બોલીને સ્વસ્થ ચિત્ત કરીને બેઠા. તે વખતે ચારિત્રમતીને પીયરથી એક ખેપીઓ તેના માબાપ મુર્છિત થયાના સમાચાર લાવ્યો. ત્યારે તેણે ધીરજ આપીને મુનીશ્વરને નમસ્કાર કરીને પ્રશ્ન પુછયો. "મહારાજ મારા મા બાપને શું વ્યાધિ થઇ છે ? એ કૃપા કરીને કહો." મુનીશ્વરે કહ્યું "તારા બાપના ખેતરમાં વડનું ઝાડ હતું. તે તેણે તોડયું. અને તેની નીચે નાગનું દર હતું તેનો તેણે

નાશ કીધો. જેમાં પાર્શ્વનાથ સ્વામી અને નેમનાથ સ્વામી એમ બે મૂર્તિ હતી. તેની હમેશાં ભુવનવાસી દેવ પૂજા કરતા હતા. તે દેવોથી આ ઉપસર્ગ સહન નહિ થવાથી તેઓએ ક્રોધ લાવીને ઝેરી નજરથી જોતાં તેમને મૂર્છા આવી છે, અને તેને બેશુદ્ધ પડેલાં જોઇને આ માણસ તને કેહેવા આવ્યો છે." ત્યારે ચારિત્રમતીએ કહ્યું કે હે ગુરૂનાથ હવે આનો શું ઉપાય કરવો તે જલદી કહો. મુનીએ કહ્યું ચિત્ત દઇને સાંભળ ! તું ગરૂડ પંચમીવ્રત કર. તે વ્રતના પ્રભાવથી તેઓ ઝેરની પીડામાંથી છુટા થઇને સાવધ થશે. ચારિત્રમતીઃ–"ગુરૂ હવે વ્રત કેમ કરવું અને કયે દહાડે પુજવું, એની વિધ શું છે ? અને એનો મહિમા શું છે તે મેહેરબાની કરી કહો." મુનિઃ–શ્રાવણ સુદ પાંચમને દહાડે હવન કરવો. અને તે દિવસ અપવાસ કરવો, પેહેલાં સવારના દેહેરામાં જઇને કથા સાંભળ્યા પછી અનુક્રમે પૂજા કરવી. તે એવી રીતે કે દેવ આગળ દર બનાવવું અને તેમાં દુધ, ઘી, સાકર, ધાણી, કમળકાકડી તથા ફુલ નાખવાં. અને અરિહંતના પાંચ અષ્ટક જપમાળા અથવા ધવળ મંગળ ગાવાં. અંતઃકરણ શુદ્ધ કરીને તેજ પ્રમાણે છપ્પા, વિનતી, મંગલાષ્ટક અને આર્તિ આશિર્વાદ વગેરે પાંચ પાંચ બોલવાં. આ પ્રકારે મન, વચન અને કાયા શુદ્ધ કરીને પાંચ વર્ષ સુધી આ વ્રત પૂજવું. અને પછી વ્રતનું ઉદ્યાપન કરવું, ઉદ્યાપનની વિધિ સાંભળ. આરતિ, થાળી, કળશ, ધુપદાના, ચંમર, ચંદરવા વગેરે પાંચ પાંચ લાવીને અષ્ટદ્રવ્યથી પૂજા કરવી. અને સમઈ, ઘડીઆળ જળવટ, ઝારી જીનાલયમાં મુકવા. આ પ્રમાણે ઉદ્યાપન કરવું. જો આટલી વસ્તુ અર્પણ કરવાની શક્તિ નહી હોય તો દશવર્ષ સુધી વ્રત કરવું. મુનીના

કેહેવા પ્રમાણે વ્રતની વિધિ સાંભળીને તે વ્રત ચારિત્રમતીએ શ્રદ્ધાપૂર્વક લીધું. ત્યારે મુનીશ્વરે કહ્યું કે હે બાળા ! તારે આ વ્રત પીયરમાં જઇને કરવું અને માબાપના ગળા પર ગંધોદક ચોપડવું. તેથી કરીને તે નિર્વિષ થઇને સંતોષ પામસે અને બીજે દહાડે છઠનું વ્રત કરવું. અરિહંતના છ અષ્ટક, જપમાળા, છંદ, છપ્પા કહીને આશિર્વાદ દેવો. છઠનું વ્રત નેમનાથનું છે તે દિવસે હવન પુજન થયા પછી આંબલી, કાકડી, નાળિયર સોવાસણ ( સૌભાગ્યવતી ) સ્ત્રીઓને આપવાં. આમ આ બે પ્રકારના વ્રત સાંભળીને ચારિત્રમતી પીયર ગઈ અને ત્યાં જઈને ગુરૂ મહારાજના કેહેવા પ્રમાણે વ્રતપૂજા કીધી. પછી ગંધોદક લઈ માતપીતાના ગળા પર છાંટયું. તેથી તેમનું ઝેર ઉતરી ગયું અને તેમને શાંતિ વધી. ત્યારે ત્યાંના લોકોને ઘણી નવાઈ લાગી કે ચારિત્રમતીએ આ કયું વૃત પુજ્યું ? એવી રીતે સર્વ તેને પૂછવા લાગ્યા. તેણે કહ્યું તમે મિથ્યાતી છો તેથી હું તમને કહેતી નથી. ત્યારે તેની સાથે એક માણુસ હતો તેણે કહ્યું કે હું કહું છું તે સાંભળો. આણે દુધ, ઘી, સાકર, ધાણી, કાકડી વગેરે પદાર્થોથી દરની પૂજા કરી તેમ તમે પણ કરો એટલે થયું. ત્યારથી તે બધા લોક તે માણુસના કેહેવા પ્રમાણે પૂજા કરવા લાગ્યા. અને તેથી મિથ્યાત્વ મટયું. પછી માબાપને પુછીને ચારિત્રમતી પાછી પોતાને ગામ જવા લાગી, ત્યારે તેના માબાપ તેને નહી જવાને ઘણો આગ્રહ કરવા લાગ્યા. ત્યારે તેણે કહ્યું કે ગામ જઈને મારે છઠનું નેમીશ્વરનું વ્રત કરવું છે. બાપે કહ્યું કે "બેન અહીંઆંજ વ્રત પૂજા કર. તને શું શું સામગ્રી જોઇએ છે તે કહે, એટલે તે હું આપું." બધી સામગ્રી

મંગાવીને બાપના ખેતરમાં નિર્મળ સરોવર હતું ત્યાં જઇને વ્રત પૂજા કરવા લાગી. તે વખતે પહેલે દહાડે મળેલા મુનીશ્વર તે ઠેકાણે આવ્યા અને કેહેવા લાગ્યા કે ચારિત્રમતી, તારા છોકરાને તારી સાસુએ નદીમાં લઇને નાંખ્યો છે. તે વાત તને કેહેવા હું આવ્યો છું. ત્યારે તેણે કહ્યું મહારાજ હવે આનો શું ઉપાય કરવો ? મુનીશ્વરે કહ્યું તું છઠનું વ્રત કર એટલે પદ્માવતી તારો છોકરો તને લાવી આપશે. ગુરૂના કેહેવા પ્રમાણે તેણે વ્રત પુરૂં કર્યું. તે વ્રતના પ્રભાવથી પદ્માવતીએ તેને તેનો છોકરો લાવી આપ્યો. પછી પોતાને ગામ ગઇ અને ધર્મધ્યાનમાં મન લગાડીને કાળ ગાળી આખરે મરણ પામી. ત્યારે તે સ્ત્રી લીંગ છેદીને સ્વર્ગનું આયુષ્ય પુરૂ કરીને રાજપુત્ર થઈ.

પછી રાજપુત્રના મનમાં વૈરાગ્ય થયો તેથી તેણે દીક્ષા લીધી અને કેવળજ્ઞાની થઇને મોક્ષે ગયો." આ વૃત્તાંત ગુરૂને મોઢે સાંભળીને ગરૂડ વિદ્યાધરને ઘણો આનંદ થયો અને હાથ જોડીને મુની આગળ ઉભો રહ્યો. મુનીશ્વરે તેને વ્રત આપ્યું તે લઇને તે પોતાને ઘેર ગયો. અને વ્રત પુજા કરી તેના પ્રભાવથી પદ્માવતીએ ખુશી થઇને તે વિદ્યાધર ગરૂડને તેની સઘળી વિદ્યા આપી. તે વિદ્યાના પ્રભાવે કરીને આનંદથી ચૈત્યાલય વંદન કરીને સુખોપભોગ ભોગવવા લાગ્યો. અને એક વખતે કંઇ મનમાં ઉદાસપણું આવ્યાથી તેણે દીક્ષા લીધી અને કેવળ જ્ઞાની થઈને સિદ્ધ પદ પામ્યો. આવી રીતે આ વ્રત પુણ્ય પાવન છે. જે કોઈ આ વ્રત કરશે તે સિદ્ધ પદ પામશે. જે કોઇ આ કથા ભક્તિપૂર્વક દરરોજ સાંભળશે અથવા વાંચશે તે બન્ને વાંચનાર તથા સાંભળનાર આ લોકમાં સારૂં સુખ ભોગવીને આખરે મોક્ષે જશે.

**આ પ્રમાણે ગરૂડ પંચમી વ્રત કથા પૂર્ણ થઇ.**

(૪)

# નિર્દોષ સપ્તમી વ્રત કથા.

જંબુદ્વીપમાંના ભરતક્ષેત્રમાં આર્યખંડ વિષે મગધ દેશ છે. તેમાંની રાજગ્રહી નગરીમાં શ્રેણીકરાજા રાણી ચેલનાસતી સહીત સુખે રાજ્ય કરતો હતો. એક દહાડો શ્રેણીક રાજાએ સઘળા માંડલીક રાજાઓની સભા કીધી અને પોતે મુખ્ય જગ્યાએ બેઠો છે, સઘળા રાજાઓ તેની આજ્ઞામાં હાજર છે અને નાચનારી નાચ કરી રહી છે. એટલામાં ત્યાં વનરક્ષક ફુલ ફળ લઈને આવ્યો. અને રાજા આગળ મુકીને બોલ્યો કે "વિપુલાચલ પર્વતપર શ્રીમહાવીર સ્વામીનું સમોસરણ બીરાજમાન થયું છે. તેથી કરીને સુકી નદીઓ પાણીથી રેલછેલ થઈ છે, અને છએ ઋતુના ફળફુલ એકી વખતે તે વનમાંના ઝાડો પર અને વેલાપર આવ્યા છે. તેથી કરીને મારા મનને ઘણો આનંદ થયો છે. આ વાત ખરી છે કે ખોટી તેની આપે તપાસ કરવી."

આ સાંભળીને શ્રેણિકરાજાએ સિંહાસન ઉપરથી ઉઠીને સાત પગલા જઈને તે દિશાએ પરોક્ષ નમસ્કાર કર્યા. અને આનંદના વાજાં વગડાવ્યાં. અને ચેલના સહીત હાથી પર બેસીને ચતુરંગ સેના સાથે લઇને આનંદના વાજાં વગડાવતાં વિપુલાચલ પર્વત તરફ જવા લાગ્યા. અને દુરથી વિપુલાચલ જોતાંજ હાથીપરથી ઉતરીને પગે ચાલીને સમોસરણમાં જઈ સિંહાસનમાં પ્રભુને જોયા અને વંદના કરીને સ્તુતિ પણ કીધી. પછી ગૌતમ ગણધરને નમસ્કાર કરીને સભામાં બેઠા, અને નિર્દોષસપ્તમી વ્રત કયું તે ગૌતમને

પુછયું. ત્યારે ગણધરે કહ્યું કે શ્રેણિકરાજા હું કહું છું તે સાંભળ:—

"જંબુદ્વીપમાંના ભરત ક્ષેત્રમાં આર્યખંડ દેશમાં પૃથ્વીભુવા દેશમાં દળવર્તન પટ્ટણ નામનું શેહેર હતું. ત્યાંનો રાજા મહિપાલક અને તેની રાણી મદનમાલા નામની હતી. તેમજ કેટલાક શ્રાવક ત્યાં રેહેતા હતા. તેમાં એક અર્હદ્દાસ નામનો શ્રાવક રહેતો હતો. અને તેની પત્નિ રૂપલક્ષ્મી સ્વરૂપવાન, ગુણવાન, સુશીલ હતી. તેથી ધર્મપર શ્રદ્ધા રાખનારી હતી, આગલે જન્મે તેણે આ વ્રત કીધું હતું એટલે તેને જરા પણ દુ:ખ નહી હતું. તેને પાંચ છોકરા અને એક છોકરી એમ ૭ બાળક હતાં. આમ આ કુટુંબ આનંદમાં અને સુખમાં વખત ગાળતું હતું. તેજ શેહેરમાં ધનપતિ નામનો એક બીજો શ્રાવક હતો. તેને રાજા ઘણું માન આપતો હતો. તે ઘણો પૈસાવાળો હતો. તેની સ્ત્રીનું નામ નંદા હતું. તથા તેને એક પુત્ર થયો તે ઘણો લાડકો હતો. તેથી તેનું નામ મુરારી પાડયું હતું. જેમજેમ તે વધારે સુંદર દેખાવા લાગ્યો તેમ તેમ નંદા તેના પર વધારે પ્રીતિ કરવા લાગી અને ધર્મ, અધર્મ શું છે તે તેને સ્વપ્ને પણ ન હતું. તે રાત્રે મુરારીને દુધ ભાત ખાવાને આપતી. પતિએ અને સગાઓએ તથા ગુરૂએ તેને ઘણો ઉપદેશ દીધો, તો પણ તેણે કોઇનુંજ સાંભળ્યું નહીં. તે પાણી પણ ગાળીને નહી લેતી અને ધર્મવાણી પણ કોઇ દહાડો સાંભળતી નહી. હમેશાં મુરારી માટે દુધ ભાત શિકા પર મુકતી હતી અને મુરારીને ગમે તે વખતે બોલાવીને કેહેતી ભાઇ ? તને ભુખ લાગી છે ? ભુખ લાગી હોય તો થોડા

દુધ ભાત ખાઇને પછી ઉંઘી જા. આ પ્રમાણે એક દહાડો મુરારી માટે દુધનું વાસણ શિકા પર મુકયું. ત્યાં ઓચીંતો એક સાપ આવીને તેમાં ઝેર નાંખી ગયો. રાતે તેણે મુરારીને જમવા બેસાડયો. અને તે વાસણમાંનું દુધ તેના ભાતમાં રેડી સાકર નાંખી, તે ગળ્યું થયાથી મુરારીએ વધારે દુધભાત માંગ્યાં અને આપ્યાં. તે ખાતાં તેને ઝેર ચઢયું, જીવ વ્યાકુળ થયો અને તરતજ તેનો પ્રાણ ગયો. ત્યારે નંદા ઘણો શોક કરવા લાગી. અને કહેવા લાગી કે મેં મુરારીને રાત્રો ભોજન આપીને મારે હાથે માર્યો. આમ આ રાત્રી ભોજનથી ઘાત થાય છે. એટલા માટે રાત્રી ભોજન નહીં કરવું, એવું સજ્જન કહે છે તે ખરૂં છે. જુઓ તેણે મુરારીને બહુ હેત કીધું પણ આખરે તેને કાળ લઈ ગયો. તે નંદાએ મુરારી માટે ઘણોજ શોક કીધો અને જ્યારથી મુરારીને અગ્નિદાહ દીધો, ત્યારથી તો રાત દિવસ બહુજ શોક કરવા લાગી. તેનો શોક રૂપલક્ષ્મીએ સાંભળ્યો અને તે પોતાની સખીને કેહેવા લાગી કે આવી કઈ સ્ત્રી ગાય છે. એ હું જઇને જોઉં છું. ( આ રૂપલક્ષ્મીને કપટ શું, અને લોકોપચારી દુઃખ શું, તે તદનજ ખબર ન હતી. તે ઘણી સરળ હતી.) એમ કહીને તેને ઘેર આવીને કેહેવા લાગી કે હે બાઈ આવું દુઃખ કયે ઠેકાણે મળશે અને આ વ્રત તે ક્યારથી લીધું ?" આ સાંભળી નંદાને બહુ રીસ ચઢી અને કહ્યું તને શું વેહેમ પડયો ? ઉઠ અંહીઆથી તારે ઘેર જા. તારે ઘેર હું દુઃખ મોકલું છું. હમેશાં તું આજ વ્રત લઇને શોક કરતી બેસ. આ સાંભળીને રૂપલક્ષ્મી બોલી બેન જલદી મોકલી દે. એમ કહીને ઘેર જવા માંડી. જુઓ ! જેનો ભાવ ઘણો ભોળો અને સદા સુખી એવી તે પુણ્યવાળી કે તેના મનમાં બિલ-

કુલ કંઈજ કપટ નથી. અહિંઆ નંદાએ વિચાર કીધો કે મારી માફક રૂપલક્ષ્મીને ક્યારે પુત્ર શોક થશે? આનું કેમ કરવું? આમ વિચાર કરતાં કેટલોક વખત ગયો. તેવામાં ઓચિંતો એક જોગી તેને ઘેર આવ્યો. તેને આણે (નંદાએ) ઘણો પૈસો આપી વશ કીધો. ત્યારે તે નંદાને કેહેવા લાગ્યો કે તને શું જોઈએ છે. તેણે કહ્યું કે તારા મંત્રના બળથી રૂપલક્ષ્મીને પુત્ર શોક થાય એમ કર. તે ઉપરથી તેણે ઘણું જાદુ કર્યું, તથા ભુત, પિશાચ, વૈતાલ જગાડયા. પણ સદ્ધર્મના યોગે કરીને એકે લાગું પડયું નહી. તેની વિદ્યા તદન નિષ્ફળ થયેલી જોઇને તે ઘણો શરમાયો અને આખરે તે જોગીએ એક કાળો સાપ પકડી ઘડામાં ઘાલી લાવી નંદાને બતાવ્યો. ત્યારે તેણે વિચાર કીધો કે "આને જોતાંજ જીવ જાય એમ લાગે છે તો આ સર્પને આમને આમજ દાસી સાથે રૂપલક્ષ્મી પાસે મોકલું" એવું ખરાબ કામ તેના મનમાં આવ્યું અને દાસીને બોલાવીને કહ્યું કે "આ ઘડો લઈ રૂપલક્ષ્મીને ઘેર જા અને એને એમ કેહેજે કે આ ગડાને નમસ્કાર કરજે, આમાં ઘણું દુઃખ છે. વ્રત તું કરજે. ભાવથી ભક્તિ કરીને રાત્રે જાગરણ કરજે. આ પ્રમાણે પૂજા કીધા પછી મોટા છોકરાને હાથે આ ઘડો ઉઘડાવજે અને તેમાં તેને હાથ ઘલાવજે એટલે તને બહુ દુઃખ થશે." એમ સાંભળીને તે ઘડો દાસી રૂપલક્ષ્મીને ત્યાં લાવી, અને રૂપલક્ષ્મીને તે વ્રતની વિધિ નંદાએ કહી હતી તેમ કહીને પાછી આવી. રૂપલક્ષ્મીએ તે ઘડો લઇને અષ્ટ દ્રવ્યથી ભાવ સહીત પુજા કીધી અને રાતે જાગરણ કીધું અને સવાર થતાં સુભાવથી મોટા છોકરાને કહ્યું ભાઇ આ

ઘડો ઉઘાડી જો. આમાં કયું દુઃખ છે તે જોઉં અને તે વ્રત લઇને સુખથી રહું. આ સાંભળતાંજ મોટા છોકરાએ તે ઘડામાં હાથ ઘાલ્યો અને જુએ છે તો તેમાં રત્નનો હાર દીઠો. તે લઇને રૂપલક્ષ્મીના હાથમાં આપ્યો. તેણે તે લઇને પોતાના ગળામાં ઘાલ્યો. તેનું તેજ સઘળા ઘરમાં પડવા લાગ્યું. આ બાજુ નંદા મનમાં ઘણી ખુશી થઇ. પાપકર્મ ગ્રહણ કરીને સખીઓને કહેવા લાગી કે "ચાલો રૂપલક્ષ્મી કેવી દુઃખ પામે છે તે જોઇએ" એમ કહીને તેને ઘેર આવી. જુએ છે તો તેને દુઃખ તલમાત્ર નથી. પણ ઉલટો તેના ગળામાં રત્નનો હાર જોયો અને ઘણી અજાયબ થવા લાગી. તે જોઇને રૂપલક્ષ્મીએ કહ્યું કે "બેન તેં હાર મારે માટે મોકલ્યો છે ?" આ સાંભળીને તેને (નંદાને) ઘણી શરમ લાગી. તે મનમાં કેહેવા લાગી કે આ ઘણી પુણ્યવાન છે અને હું પાપીણી છું. એ પ્રકારે ઘણો પશ્ચાતાપ કરવા લાગી. તેથી તેને રાત દહાડો ઉંઘ પણ આવે નહી. આટલા માટે દરેક જણે ખરાબ વિચાર છોડીને જીનેશ્વરની ભક્તિ કરવી ઠીક. રૂપલક્ષ્મી તે હાર ગળામાં ઘાલીને જીનેશ્વરના દર્શન કરવા ગઇ અને જ્યારે દર્શન કરીને પાછી ઘેર આવતી હતી તે વખતે મદનમાલા રાણી બેનપણીઓ સહિત નવવિહાર કરવાને પાલખીમાં બેસીને તેજ રસ્તેથી જતી હતી. રસ્તામાં રાણીની અને રૂપલક્ષ્મીની નજર એક થઇ. ત્યારે રાણીએ તેના ગળામાંનો મોતીનો હાર જોયો. અને મનમાં વિચાર કરવા લાગી કે મારે ઘેર ઘણા હાર છે પણ આની જોડીનો એકે નથી. આવો અમુલ્યવાન હાર આ શાહુકારની સ્ત્રીને શોભે નહી એ તો રાણીઓનેજ શોભે. એમ વિચાર

કરીને મેહેલમાં ગઈ અને રાજાને કેહેવા લાગી "આજે મેં કિંમતી મોતીનો હાર શાહુકારની સ્ત્રીના ગળામાં જોયો છે, તે હાર તેની પાસેથી માંગીને મને આપો." એવી હઠ લઈને બેઠી. ત્યારે રાજાએ માણસને બોલાવીને તે શેઠને સભામાં તેડી લાવવાનો હુકમ કીધો. માણસ તે શેઠને ઘેર જઈને તેને સભામાં તેડી લાવ્યો. રાજાએ શેઠને કહ્યું કે તારે ઘેર અમુલ્યવાન હાર છે એવું મેં સાંભળ્યું છે માટે તેમાં જડાવ વગેરે કેવું છે તે જોઉં." એવું સાંભળતાં શેઠે કહ્યું "મહારાજ, બધું આપનુંજ છે અને આપનાજ આશ્રય તળે સઘળા: છે. હાર હાજર કરૂં છું." એમ કહીને પોતાને ઘેર જઈ રૂપલક્ષ્મીને આ બધી બીના કહી અને હાર રાજાને લાવીને આપ્યો. ત્યારે તેનું તેજ બધી સભામાં ઝળકી રહ્યું. તે હાર જોઇને બધા માણસોને ઘણી નવાઇ લાગી. અને રાજા પણ અજાયબ થયો. પછી તે હાર જનાનામાં ( રાણીઓ પાસે ) મોકલ્યો. ત્યાંના સઘળાં માણસ ચાકરો તેને જોયાથી ઘણા સંતોષ થયા. જેવી રાણી સુખી થઇને તે હાર ગળામાં ઘાલે છે કે તરતજ તેનો સાપ થયો. રાણીનિ નજરે તે કાળો સાપ પડવાથી તે ઘણી બીહીવા લાગી અને તેને નાંખી દઇને નાસી ગઈ, અને કહ્યું કે હવે એ હાર નહી જોઇએ. આ જોઇને રાજા ઘણો ગુસ્સે થયો અને શેઠને બોલાવીને કહ્યું કે આમ કેમ ? શેઠે કહ્યું આ શું છે એ મને સમજ પડતી નથી અને આ સાપ પણ કંઈ હાલતો નથી. એમ કહીને પોતાને ઘેર આવી બધી બીના પોતાની પત્નિને કેહેવા લાગ્યો. તેથી તે રૂપલક્ષ્મી સભામાં આવી અને કેહેવા લાગી કે "મહારાજ, આ હાર તમને સાપ દેખાય છે એ અજાયબ જેવી વાત છે." એમ કહીને તેણે સર્પ ઉંચકીને

ગળામાં નાંખ્યો કે તરત સઘળાંને હાર દેખાવા લાગ્યો. તે રાણીએ જોઇને તેને કહ્યું કે હવે આ હાર મને આપ. જેવો તેણે રાણીને આપ્યો અને રાણીએ હાર ગળામાં ઘાલ્યો કે તરતજ સાપ થઈ ગયો. ત્યારે રાણી ઘણીજ બીધી. આ જોઇને લોકોને ઘણીજ નવાઈ લાગી. આ વેહેમ મટાડવા માટે સદ્‌ગુરૂ પાસે જઇએ. એમ કહીને રાજા સઘળા લોકોને લઇને ગયો અને સન્માનથી ગુરૂમહારાજ પાસે પ્રણામ કરીને બેઠો. અને જેવો ગુરૂમહારાજે આશિર્વાદ આપ્યો કે તરતજ સર્વ વૃત્તાંત કહ્યું, કે રાણીએ હાર ગળામાં ઘાલ્યો કે સાપ તરતજ થયો અને રૂપલક્ષ્મીએ ઘાલ્યો કે પાછો હાર થયો, એનું કારણ શું ? ગુરૂએ કહ્યું કે એમાં નવાઈ શું ? જે પુણ્યવાન હોય છે તેને કદાપિ અપાય થતો નથી. હે રાજા ! નંદા પાપીણીએ આ કાવતરૂં કીધું છે. પણ ધર્મ આગળ વિઘ્ન કદાપિ આવતું નથી એટલા માટે સર્વેએ ધર્મ સાધન કરવું. હે રાજા ! આના પૂર્વ જન્મનાં પુણ્ય સાંભળ. એણે આગલે જન્મે નિર્દોષ સપ્તમી વ્રત કીધું છે તેથી કાળો સાપ પણ હાર થઈ ગયો. રાજાએ કહ્યું મહારાજ આ વ્રત કેમ કરવું ? એની વિધિ કહો એટલે એ પ્રમાણે અમે કરીએ. મુનીએ કહ્યુંઃ—ભાદરવા સુદ ૭ ને દીવસે આ વ્રત પરમેશ્વર આગળ લેવું, તે દહાડે ઉપવાસ કરવો અને આરંભ છોડીને સુશીલ થવું. પંચામૃતનો અભીષેક કરવો. અને રાત્રે સાતીઓ ભરીને પ્રતિમા સ્થાપન કરીને પૂજા કરવી અને જાગરણ કરવું. સાત અષ્ટક, સાત જપ માળા અને અનેક ફુલની માળા હાથે ગુંથીને ચઢાવવી. જો ઉદ્યાપન કરવાને પુરતો ખરચ ન મળે તો વ્રત બેવડવું. સાત

સારા કળસ લઇને નાતીલાઓને જમાડવા અને સાત શાસ્રોનું દાન પણ આ પ્રમાણે કરવું. પીંછી, કમંડલ, મુનીને આપવાં દેહેરે ચંદરવા બાંધવા આ પ્રમાણે વિધિ કરવી. આ મુનીનું બોલવું સાભળીને રાજાએ વ્રત લીધું; સઘળી વિધિ કીધી અને રૂપલક્ષ્મીએ પણ તે વ્રત પુજ્યું. તેના પ્રભાવને લીધે સ્રીલીંગ છેદીને તે સ્વર્ગ લોકમાં દેવ થઈ. ત્યાંથી પાછી કર્મભૂમીપર આવીને દીક્ષા લઈ, કેવળજ્ઞાની થઇ મોક્ષે ગઇ. માટે સિદ્ધપદ પામવા સારૂ હમેશાં પરમેશ્વર તરફ નજર રાખો. "આ કથા સાંભળીને શ્રેણિક રાજાને ઘણો આનંદ થયો અને ચેલનારાણી સહિત પોતાને ગામ પાછો ગયો.

(આ પ્રમાણે નિર્દોષ સપ્તમી વ્રત કથા પૂર્ણ થઈ.)

(૯)

## अथ सुगंध दशमी व्रत कथा.

જાંબુ દ્વીપમાંના ભરત ક્ષેત્રવિષે કાશી દેશમાં વાણારસી નગરી છે. ત્યાંનો પદ્મનાભ નામે રાજા હતો. તેની રાણી શ્રીમતી ઘણીજ ખરાબ સ્વભાવની હતી. તેનાથી કોઈ દહાડે પુણ્ય થતું નહી. વંસત ઋતુમાં એક દહાડો વનક્રીડા કરવાને રાણી સહિત હાથી ઉપર બેસીને રાજા જતો હતો. તેવામાં તેણે રસ્તામાં ત્રણ જ્ઞાનધારી મહામુનિ શ્રી સુદર્શન સ્વામીને આવતા જોયા, અને તરતજ હાથી ઉપરથી ઉતરીને મુનિમહારાજને શુદ્ધ અંતઃકરણથી નમન કર્યું. અને રાણીને કહ્યું કે તું ઘેર જઇને મુનિ મહારાજને આહાર લેવડાવ. (આહાર દાન આપ) ત્યારે તે મનમાં ઘણી ખીજવાઈ અને

મનમાં મુનીનો અદેખાઈ કરીને કેહેવા લાગી કે રાજા વનક્રીડા કરવા જશે અને મારે ફોકટનું ઘેર જવું પડશે. આ પાપી મુની આ વખતે શું કામ આવ્યો કે જેને લીધે મારો સઘળો આનંદ એક પળમાં નાશ થઈ ગયો. આમ મનમાં વિચાર કરીને કંઇ પણ બોલ્યા વગર ઘેર ગઇ અને કડવું તુંબડું (ભોપળું) રાંધીને ખોટા ભાવથી મુનીને આહાર લેવડાવ્યો. મુનીએ આહાર લઇને જીન મંદિરમાં જઇ ધ્યાન ધર્યું. તે આહારને લીધે સઘળાં શરીરમાં આગ બળવા માંડી. આ જોઈને સઘળા શ્રાવક, શ્રાવિકાઓ એકઠા મળીને ઘણોજ અફસોસ એટલા માટે કરવા લાગ્યા કે એવી કઇ પાપીણી છે કે જેણે મુની મહારાજને આવો આહાર આપ્યો. હાય ! હાય ! તે વખતે કેટલાકોએ ઔષધોપચાર કીધા. જેને લીધે શરીરમાંની આગ શાંત થઇ અને મુનિમહારાજ નિરોગી થઈ સુખેથી વનમાં ગયા.

આ બાજુ રાજાને ઘેર રાણીએ મુનિમહારાજને જે આવો આહાર આપ્યો જેથી તેમને રોગ થયો. એ વાત કાનોકાન રાજાને કાને પડી. ત્યારે રાજા ઘણો ગુસ્સે થઇ કેહેવા લાગ્યો કે શું મારા ઘરમાં કંઈ બીજી ચીજ ન હતી, કે આ પાપીણીએ આમ કીધું ? માટે આ ચાંડાળણીનું મોઢું ન જોવું જોઈએ કારણ કે ખરાબ સોબતથી મોટું પાપ થાય છે. પછી એક દહાડો રાજા ગુરૂ મહારાજના દર્શન કરવા જઇને ગુરૂ આગળ આત્મનિંદા કરી પ્રાયશ્ચિત લઈને ઘેરે આવ્યો. અને તેણે ગુસ્સામાં રાણીના શરીરપરનાં સઘળાં ઘરેણાં કહાડી લીધાં, અને ઘણે પ્રકારે તેની દુરદશા કીધી. કેટલોક વખત ગયા બાદ તે રાંડી. ત્યારે સઘળાં લોક તેને કર્કશા

કહેવા મંડયા. તેના શરીરમાંથી ખરાબ વાસ નીકળવા માંડી. અને સઘળે શરીરે કોડ થયો તેથી તેના શરીરમાંથી નિકળતી ખરાબ વાસ લોકોથી ખમાઈ નહી ત્યારે લોકો તેને છી ! થુ ! થુઃ ! કરીને ધિક્કારવા લાગ્યા, ત્યારે આ રાણી મનમાં ઘણી દુઃખી થવા લાગી અને કેહેવા લાગી કે "અહો પરમેશ્વર ! મને પાપીણીને કેવી કુબુદ્ધિ સુઝી ? આ મારા જીવને મોટું પાપ થયું, એમ હું આ લોકોને કયે મોઢે કહું ?"

પછી રાણી આર્તધ્યાનને લીધે મરીને ભેંશ થઇ. ત્યાં જન્મ થતાંજ માતા મરી ગઈ, અને એને ચારો પાણી પણ મળે નહી. એક વખત તળાવમાં પાણી પીવા ગઈ તો ત્યાં ડુબી મુઈ અને સુસરી થઇ. ત્યાં પણ તેની માતા મરી ગઇ. આ પ્રમાણે તેનાપર ઉપરા ઉપરી ઘણાં દુઃખો પડીને પણ તેના પાપ પુરાં થયાં નહીં. પછી સાંબરની માતાને પેટે જન્મ લીધો. ત્યાં બહુ દુઃખ ભોગવ્યાં. ત્યાંથી મરીને ચંડાળણીને ઘેર જન્મી. ત્યાં જન્મતાંજ માબાપ મરી ગયા અને તેના શરીરમાંથી ઘણીજ દુર્ગંધ આવવા લાગી. તેથી તેને એકલી જંગલમાં નાંખી મુકી. ત્યાં તે ઘણીજ શોક કરતી અને ઉંબર ફળ ખાઇને રેહેતી. એમ કેટલાક દિવસ પડી રહ્યા પછી ત્યાં એક મુનિમહારાજ આવ્યા, તેનું નામ શ્રુતાબ્ધિ અને તેના શિષ્યનું નામ ગુણાબ્ધિ હતું, તેમને જોઇને વિચાર કીધો કે મારો વેહેમ કાઢી નાંખવાને મુનિ મહારાજને પુછું. શિષ્યે કહ્યું–" હે મહારાજ ! આ કોણ ચંડાળણી છે ? એણે એવું કયું પાપ કર્યું છે, જેથી એની આવી દશા થઈ છે ? " ગુરૂએ કહ્યું–શિષ્ય ! એના ભવની કર્મ કથા સાંભળઃ—

"આ પેહેલાં રાજાની રાણી હતી. પણ કુભાવથી મુનિ મહારાજને કડવા તુંબડાનો આહાર લેવડાવ્યો તેનું આ ફળ છે." પુર્વ જન્મની કથા મુનિએ કહી તે આ ચંડાળણીએ સાંભળી ત્યારે તેણે આત્મ નિંદા કરીને મુનિ મહારાજને સાષ્ટાંગ નમસ્કાર કીધા એટલે કુભાવ જઈને સુભાવ થયાને લીધે ગુરૂને ઘડીએ ઘડીએ નમસ્કાર કરવા લાગી. અને આઠ મૂળગુણ, બાર વ્રત મુનિ પાસેથી લઈને તે પાળવા લાગી, અને અંતે મરણ પામી.

પછી માલવદેશ મધ્યે ઉજ્જયની નગરીમાં બ્રાહ્મણને ઘેર જન્મી અને તુરતજ તેનો બાપ મરણ પામ્યો. અને માતા પણ ઘણી જલદી મરણ પામી. ત્યાં આગળ લોકોનું એંઠું જુઠું ખાઈ ખાઇને ઘરડી થઇ. તે જંગલમાંથી લાકડાં લાવીને વેચતી ને ઘણા પ્રકારનું દુઃખ ભોગવી આ પ્રમાણે પોતાનું પેટ ભરતી. તે વખતે ત્યાં સુદર્શન નામના સમ્યક્ત્વધારી મુનિ આવ્યા, ત્યારે તે નગરીનો રાજા અશ્વસેન અને નગરના લોકો અષ્ટ દ્રવ્ય પૂજા લઈને તે મુનિના દર્શન કરવા ગયા. અને સુભાવથી પૂજા કરી મુનિશ્વરને વંદન કરીને ધર્મોપદેશ સાંભળવા લાગ્યા. ત્યાં આ દુર્ગંધા માથાપર લાકડાંનો બોજો લઇને ઓચીંતી આવી. તેણે મુનિશ્વરને જોયાથી આગલા ભવો યાદ આવ્યા અને મુર્છા ખાઇને જમીનપર પડી. આ જોઇને રાજા અને બધા લોકો અજાયબ થઇને મુનીશ્વરને પુછવા લાગ્યા કે આને મુર્છા કેમ આવી ? ત્યારે મુનીશ્વરે એની કથા કહી, જે કથા સાંભળતાંજ રાજાને વિસ્મય થયો અને ગુરૂને પુછવા લાગ્યો કે હવે આનો શું ઉપાય છે? તે પરથી ગુરૂએ કહ્યું–"એણે સુગંધ દશમી વ્રત કરવું."

એવું કહે છે એટલામાં ત્યાં એક જયાદિ નામનો વિદ્યાધર આવ્યો અને મુનીશ્વરને નમોસ્તુ કરીને સભામાં બેઠો. પછી મુનિએ કહ્યું:—

ભાદરવા સુદ ૧૦ ને દિવસે બધો કામ ધંધો છોડીને પાંચ પ્રકારનો રંગ કરીને દશ કોઠાનો સાથિયો કાઢવો. તેની વચમાં કલશ મુકવો. અને તેના પર ચોવીસ તીર્થંકરોની સ્થાપના કરવી. પછી મનોભાવથી પૂજા આનંદથી કરવી. દશ અષ્ટક, દશ જયમાળા, આરતી, વિસર્જન કરવાં અને કથા સાંભળવી. આ પ્રમાણે તે રાત્રે જાગરણ કરવું અને દહાડો ઉગ્યા પછી પૂજા કરીને પછી પારણું કરવું. આ પ્રમાણે દશ વર્ષ સુધી વ્રત કરવું. અને ઉદ્યાપન વિધિ પ્રમાણે કરવું. દશ ચંદરવા, સો (૧૦૦) લાડવા વગેરે દસ દસ જોઈએ. પેહેલાં અપવાસ કરીને પંચામૃતનો અભિષેક કરવો. જો ઉદ્યાપન કરવાની શક્તિ ન હોય તો એ વ્રત બેવડવું. આ વિધિ સાંભળીને બધાઓએ વ્રત લીધું અને શ્રાવક લોકો પેલી બ્રાહ્મણીને દ્રવ્ય પૂજા આપવા લાગ્યા. અને તે ધર્મનું કાર્ય કરવા માટે લેવા લાગી. ભાવ ભક્તિથી આ વ્રત પુરૂં કર્યું અને એ વ્રતના પ્રભાવને લીધે તેના શરીરમાંથી દુર્ગંધ જઇને સુગંધ આવી, અને તેને લોકો સુગંધા કેહેવા લાગ્યા (જે કોઇ આ વ્રત કરશે તેને નિશ્ચયથી સુખ મળશે). આ પ્રમાણે તેનું આયુષ્ય પુરૂં થયું અને તે મરણ પામી.

પછી ભરતખંડમાં કંચનપુરી નામે શેહેર હતું. ત્યાંના રાજા કનકસેન અને રાણી કનકમાલાને જૈન ધર્મ ઉપર ઘણી પ્રીતિ હતી. તેજ શેહેરમાં એક જિનદાસ

વાણીયો અને તેની પત્નિ જીનાદિદત્તા નામની વાણીયણને પેટે આ પૂર્વ જન્મની બ્રાહ્મણી કન્યા જન્મી. તેના શરીરમાંથી સુગંધ આવતી હતી તેથી તેનું નામ સુગંધા પાડયું. આગળના કંઈ પાપને લીધે તેની માતા મરણ પામી ત્યારે લોકોના આગ્રહને લીધે જીનદાસ બીજી સ્ત્રી પરણ્યો, તેનું નામ રૂપિણી હતું. અને તે ક્રોધમુખી, તદન પાપની ખાણ હતી. સવારના ઉઠીને રોજ કાચા દાણા ખાતી. આવા પ્રકારની તે સ્ત્રી હતી. તેને પેટે એક શામા નામની કન્યા અવતરી. તેનાપર આનો પ્રેમ વધારે હતો. અને સુગંધાની તે ઘણીજ અદેખાઇ કરવા લાગી. શામા જરા બાહાર જાય કે "મારી શામા કયાં ગઇ ?" એમ કહીને ઘરમાં લાવીને નહવાડતી. અને ઘી ગોળ ખાવા આપતી. સુગંધાને ટાહડા રોટલાનો ટુકડો પણ નહી આપતી, તેથી તે ઘણી નબળી થઈ ગઈ.

પિતાએ આવી જુદાઇ જોઇને વિચાર કીધો કે હવે છોકરીને લઇને જુદો રહું. અને તેમ તેણે કીધું તોપણ તેની (રૂપિણીની) અદેખાઈ ઓછી નહીં થઈ. સુગંધા બાપને સારી સારી રસોઇ કરીને ખવાડતી, તે જોઈને બાપ પોતાને મનમાં સુખી માનતો અને કેહેતો કે મારી છોકરી કેવી ડાહી છે? દેવ ગુરૂની ભક્તિ કરે છે, અને જેવી એક સોનાની પુતળી હોય તેવી સ્વરૂપવાન છે. તે વાણીઓ દુકાનેથી કંઈ સારી ચીજ લાવીને તેને આપે ત્યારે રૂપિણીને ઘણું દુઃખ થતું અને તેને કહેતી કે તેં તારા બાપને વશ કરી લીધો છે.

કેટલાક દિવસ ગયા પછી ત્યાંના રાજાએ જીનદાસ વાણીયાને બોલાવીને રત્નો લાવવા માટે દ્વીપાન્તર જવાને કહ્યું. રાજાને નમસ્કાર કરીને તે ઘેર આવ્યો. અને પોતાની પત્નિ

રૂપિણીને કહ્યું કે આ બન્ને છોકરી તારીજ છે. તારી અને મારી એમ જુદાઈ છોડી દે અને બંનેના લગ્ન તુંજ કરજે. તે હવે ઉમર લાયક થવા આવી છે. મારે તો દ્વીપાંતર રત્નો લાવવાને માટે જવું છે ત્યાં કેટલા દહાડા લાગશે એનું કંઇ નક્કી નથી, એમ કહીને રાજા પાસે જઇ નમસ્કાર કરીને રત્નદ્વીપ તરફ ગયો. તે હમેશાં નમોકાર મંત્રનો જપ કરતો હતો કેમકે તેને લીધે અનેક રોગ મટી જાય છે એવું તે સમજતો હતો.

આ તરફ કલંક નગરીમાં ચાંગદત્ત વાણીયો અને ચંપકવતી વાણીયણને પેટે ગુણપાળ નામે છોકરો હતો. તે સ્વરૂપવાન તેમજ ગુણીયલ હતો. એક દહાડો તેણે સુગંધાને જોઇ, અને તેને જોઇને ઘણો ખુશી થયો. અને રૂપિણીને કહ્યું કે તારી છોકરી મારા છોકરા સાથે આપ. ત્યારે રૂપિણીએ પોતાની શામાને દેખાડી. તેને જોઇને તે બોલ્યો કે આ મને નહી જોઇએ, તેથી તેને બહુ ગુસ્સો ચઢયો અને મનમાં કેહેવા લાગી કે આને કેમ વેહેમ પડયો ? પછી સુગંધાને દેખાડી કે તેણે તરત હા કહી અને લગ્ન નક્કી કરીને પોતાને ગામ ગયો અને સગાં વહાલાંને લઇને લગ્ન કરવા આવ્યો અને બન્નેને ઘેર માંડવા ઘલાયા. ત્યારે આ રૂપિણીએ મનમાં વિચાર કરીને સુગંધાને પકડીને મધ્ય રાત્રે શ્મશાનમાં લઇ ગઈ. અને તેની ચારે બાજુ ચાર દીવા અને ચાર નિશાન ઘાલીને કહ્યું કે “તને આ ઠેકાણે પતિ મળશે.” આમ કહીને ઘેર ગઇ. અને લોકોને દેખાડવા છાતી માથા કુટવા લાગી. તે વખતે ત્યાં ઘણી સ્ત્રીઓ એકઠી થઈ. કેટલાક કહેવા લાગ્યા કે તેને ભૂત લઈ ગયા. તે રૂપિણી બહારથી

ખેદ દેખાડી કેહેવા લાગી—ઓ બ્હેન ! હવે શું કરૂં ? અને સુગંધાને કયા જંગલમાં શોધું ? વેહેવાઈ આવીને કેહેવા લાગ્યા—અરેરે ! આ બહુ ખોટું થયું ! સુગંધા ઘણી સ્વરૂપવાન તથા ગુણીયલ હતી. હવે કેમ કરવું ? ત્યારે રૂપિણી વેહેવાઇને કહેવા લાગી—સુગંધા તો દેશ છોડી ચાલી ગઈ પણ હવે મારી એક છોકરી છે એ તમારા છોકરા વેરે (સાથે) આપું છું. એમ બીજા કેટલાક મીઠાશના શબ્દ કહીને શામાના લગ્ન કીધા. લગ્ન થયા પછી પોતાને ગામ ગયો.

બીજી બાજુ સ્મશાનમાં સુગંધા દેવકન્યા પ્રમાણે દીપતી હતી. તેજ ગામનો રાજા ઓચીંતો રાત્રે અગાસીપર જઇ ચારે દિશામાં જોવા લાગ્યો એટલામાં તેની નજર સ્મશાન તરફ ગઈ. અને ત્યાં તેને સુગંધા દેખાઇ. તેથી તે હાથમાં શસ્ત્ર લઇને સ્મશાનમાં ગયો. અને પ્રીતિથી બોલવા લાગ્યો કે અહો ! તું વ્યંતરી, પીશાચણી, નાગકન્યા, અથવા કોણ છે ? તારો સર્વ વૃત્તાંત કહે કારણ તને જોઇને મને મોહ ઉત્પન્ન થયો છે. ત્યારે સુગંધા બોલી કે—"હે દીનદયાળ, મારો પિતા જીનદાસશેઠ અને માતા ગુણમાળા હતી, જે મારો જન્મ થયા પછી તરતજ મરણ પામી, તેથી મારા પિતાજીએ બીજી પત્નિ કીધી. એક દિવસ મારા પિતાને અત્રેના કનકસેન રાજાએ બોલાવીને દ્વીપાન્તર જવાને કહ્યું તે ઉપરથી તેણે ઘેર આવીને મને રૂપિણી (સાવકી મા) ને સોંપી અને કહ્યું કે કોઇ સારો પતિ જોઈ આ કન્યા દેજો. આજે લગ્ન દીવસ આવી પહોંચવાથી આ દુષ્ટ માતાએ આ ખરાબ કામ કીધું. મને અહિંયાં લાવીને બેસાડી અને "તને અહીંઆજ પતિ મળશે" એવાં મર્મ ભેદક વચનો કહીને તે ચાલી ગઈ."

રાજા બોલ્યો—"ત્યારે હવે મને માળ (વરમાળ) પેહેરાવ. આ

ઠેકાણે હું તને વરવા આવ્યો છું.” એવું સાંભળતાંજ તેણે તેના ગળામાં માળ ઘાલી. ત્યાં તેમના વિધિ પૂર્વક લગ્ન થયાં. સુગંધાને પણ ઘણો આનંદ થયો. અને તે પતિને કેહેવા લાગી કે મહારાજ આપનું ઠામ ઠેકાણું ક્યાં ? બધું ખરેખરૂં કહો. ત્યારે તે બોલ્યો “આ ગામમાં હું રહું છું. હું જાતનો ગવલી (ગોવાળીઓ) છું. ગાય ભેંસો રાખું છું અને દહીં તથા માખણ વેચું છું. અને દાતરડાં અને દોરડાં સહિત રાનમાં જઈને ઘાસના ભારા લાવું છું. એટલું કહી રાજા જવા લાગ્યો. ત્યારે સુગંધાએ તેનો છેડો પકડયો અને કેહેવા લાગી–ફરીથી આપના દર્શન ક્યારે થશે. આપની પોતાની ચીજ નાંખીને ચાલ્યા જવું એ ઠીક નહી. રાજાએ કહ્યું કે હું તારે ત્યાં મધરાત્રે આવ્યા કરીશ. લે, હું તને વચન આપું છું. અને હવે તું તારે ઘેર જા. એમ કહીને રાજા ચાલ્યો ગયો અને સુગંધા પણ પોતાને ઘેર ગઈ. તેને જોઇને “ દુષ્ટ પાપીણી આવી” એમ પેલી રૂપિણી મનમાં કહેવા લાગી. સુગંધાએ સ્મશાનમાં બનેલી સર્વ હકીકત તેને કહી તેથી રૂપિણી હસીને કહેવા લાગી કે “અરે અભાગણી (કમનસીબવાન) ! તેં ગવલીને કેમ માળ ઘાલી ? શું તું સ્વતંત્ર થઈ છે કે ? ”

તે પછી હમેશાં મધરાત્રે રાજા સુગંધાને ઘેર આવતો તેણે સુગંધાને દર દાગીના, કપડાં અને પુષ્કળ દ્રવ્ય આપ્યું. તે બીના પણ પોતાની માને કેહેતી. કેટલાક દીવસ ગયા પછી તેનો પિતા જિનદાસ આવ્યો. અને પોતાને ઘેર છોકરીના શરીર પર દાગીના જોઈને ઘણોજ વિસ્મય થયો અને કેહેવા લાગ્યો કે એવો કયો ચોર છે કે રાજાને ત્યાંની નિશાનીના

કપડાં લત્તાં ચોરીને અંહીંયાં લાવે છે. તે મનમાં ઘણો બીહવા લાગ્યો અને રાજાને જઈને કેહેવા લાગ્યો કે તમારા ગામમાં એક ચોર છે તેણે મારી કન્યાને માળ ઘાલી છે અને હમેશાં તમારે ત્યાંના વસ્ત્રાલંકાર લઈને રાત્રે તેને ઘેર આવે છે. આ આપના વસ્ત્રાલંકાર લો, એમ કહીને રાજાને પગે પડયો, અને કહ્યું કે તે ચોર કયાં છે? તેનું ઠામ ઠેકાણું નથી. મારી કન્યાને તે વર કેવી રીતે મળ્યો તેનો મને મોટો વિચાર થાય છે. રાજાએ કહ્યું તે ચોર મને દેખાડ કારણકે મારે ત્યાનાં ઘણા દાગીના ચોરાયાં છે. તે ચોર કેવી રીતે આવે છે, કેવી રીતે ચોરી કરી જાય છે તે અમને સમજ પડતી નથી, તેથી તું તેને લાવી આપ. જો તું તેને નહીં લાવે તો હું તને શિક્ષા કરીશ, એ સાંભળતાંજ જીનદાસ નિરૂતર થયો. ત્યારે રાજાએ કહ્યું કે, હે શેઠ! તમો તમારે ઘેર જમણ કરો અને બધાંને નોહોતરૂં (તેડું) દો. તેઓ આવે કે, તેમને આદાર માનથી બેસાડવા અને એક અંતર પડદો રાખજો. તે અંતર પડદાની અંદરથી તેણે (સુગંધાએ) બધાના પગ ધોવા. એટલે પગ ધોતાં ધોતાં પોતાના પતિને તે ઓળખી કાઢશે. તે શેઠે મનાવીને સુગંધા પાસે પગ ધોવાનું કબુલાવ્યું અને રાજાએ કહ્યું તે પ્રમાણે બધું બરાબર કીધું. તે પ્રમાણે બધા લોક ત્યાં જમવા ગયાં. અને રાજા પણ અત્યાનંદથી હસ્તો હસ્તો ગયો. તેણીએ ઘણાના પગ ધોયા પણ બાપને તે કેહેતી કે "આ નહીં," "આ નહીં." મારા પતિના પગ ઘણાજ સુંદર અને ઘણાજ કોમળ છે. અરે! તેના પગને તળીએ પદ્મ છે અને તેના પગ પરની રેખા વિશાળ છે." આ તેના શબ્દ સાંભળતાંજ રાજા આગળ આવ્યો. તેને જોતાંજ તેણીએ પતિને

ઓળખ્યો. ત્યારે રાજા જોરથી હસીને બોલ્યો કે શું હું આની સાથે પરણું ? ત્યારે બધા સ્ત્રી પુરૂષો કહેવા લાગ્યા કે વાહ ! શું આનું ભાગ્ય છે ! એટલામાં સગાંઓએ સુગંધાને કપડાં લતાં પેહેરાવ્યા અને કપાળે આરચા કરી ને જેમ લક્ષ્મી હોય તેવી બનાવીને શુભ મુહૂર્તે રાજા સાથે પરણાવી, ને વરઘોડો કહાડયો તે નગર ભોજન કરાવ્યું.

પછી એક દિવસ રાજાને ગુસ્સો આવ્યો તેથી તેણે પેલી રૂપિણીને પકડી મંગાવી. અને કહ્યું કે–"હે ! પાપિણી ! કપ-ટપટુ (કુડ કપટ કરનારી), તને શિક્ષા કરૂં છું, તે સાંભળ" એટલામાં સુગંધા આવી અને રાજાને વીનંતી કરવા લાગી. અને કહ્યું કે જો મારી માતાને શિક્ષા કરશો તો લોક મને દોષ દેશે, એમ કહીને રાજાનો પગ જોરથી પકડયો અને આંખમાં આંસુ લાવીને કરગરીને કહેવા લાગી કે "હે રાજન્ ! મારૂં પીયર બચાવો" ત્યારે રાજાને દયા આવ્યાથી રૂપિણીને છોડી દીધી. પછી સુગંધાને પટરાણી બનાવી. બંને સુખો-પભોગ કરતાં કરતાં તેણીયે (સુગંધાએ) સુશોભીત જિનમંદિર બંધાવ્યું. ને પ્રતિષ્ઠા વિધિપૂર્વક કરાવી. તે હમેશાં પૂજા કરતી. અને મૂળ મંત્રનો જપ કરતી. એક દીવસ જિનમં-દીરમાં પોતાની સખીઓ સાથે સુગંધા બેઠી હતી, તેવામાં દેવનાં દર્શન થયાં. દેવે પરમેશ્વરના દર્શન કીધાં. સુગંધાને જોઇને દેવ ખડખડ હસવા લાગ્યો. ધન, ધન, સુગંધા એમ કહીને તેના ભવાન્તર કેહેવા લાગ્યો, કે તારા રત્નપ્રભાવને લીધે હું દેવ થયો છું. અને વ્રતના પ્રભાવથી તું અહીંયા રાજ્ય પદ ભોગવે છે. તુંજ મારી ધર્મની બેહેન છે. મને ભુલી જતી નહી. હમેશાં પરમેશ્વરની પૂજા

કરીને કાળ વ્યતીત કરજે, એમ કહીને તેણે તેણીને કપ-ડાંલત્તાં આપ્યાં અને તે પોતાને સ્થાનકે ગયો. સુગંધાએ તે વ્રત પાછું શરૂ કીધું. અને મરણ વખતે નમોકાર ભણીને સમાધિ મરણ સાધ્યું. અને સ્ત્રીલીંગ છેદી ઇશાન સ્વર્ગે દેવ થઈ. અને વિમાનમાં બેસીને શ્રીસુપાર્શ્વનાથજી અને સમો-શ્રુતિના દર્શન કરી પોતાને ઠેકાણે ગયા. તે હમેશાં મનમાં સમ્યક્ત ધરતાં બે સાગર વર્ષ આયુષ્ય ભોગવ્યા પછી તેમનો જન્મ ઉત્તમ કુળમાં થયો. ત્યાં દિગમ્બર દીક્ષા લઇને કેવળ-જ્ઞાની થયા. અને ભવ્ય જીવોને ઉપદેશ કર્યા પછી તે સિદ્ધ-પદ પામ્યા. શ્રીમદ્ દેવેન્દ્રકીર્તિ ગુરૂના શિષ્ય જૈનાદિસા-ગરે આ કથા પદ્યાત્મક કહી તે ઉપરથી આ કથા લીધી છે.

આ પ્રમાણે સુગંધદશમી વ્રત કથા પૂર્ણ થઈ.



(૬)

## द्वादशी व्रत कथा.

ગૌતમગણધર શ્રેણિક રાજાને કહે છે–" જંબુદ્વીપમાં ભરતક્ષેત્રમાંના આર્યખંડ વિષે માળવ દેશ છે, જેની અંદર પદ્મા-વતી નામે નગરીમાં નરબ્રહ્મા નામે રાજા વિજયવતી રાણી સાથે રાજ્ય કરતો હતો. તેને એક ચુંચળી અને કુબડી છોકરી જન્મી, તેનું નામ શીલાવતી હતું. એક દિવસે તે છોકરીને રડતી જોઈને માબાપને ઘણું દુઃખ થયું. તે નગરીમાં શ્રવ-ણોત નામે સુનિ મહારાજ ફરતા ફરતા આવ્યા. આ સાંભળીને રાજા નગરજનો સાથે વંદન કરવા ગયો. અને વંદન કરીને ધર્મ શ્રવણ કર્યા પછી મુનિરાજને પુછવા લાગ્યો કે હે

મુનિરાજ ! કયા પાપને લીધે મારી પુત્રીને આટલું બધું દુઃખ થાય છે ? તે કહો. ત્યારે મુનિએ કહ્યું કે "હે રાજન્ ! અવંતી દેશમાં આડલપુર નામે નગર છે. ત્યાંનો રાજા સંગ્રામહમલ્લ અને વસુંધરા રાણીની સેવામાં રહેતા દેશવર્મા બ્રાહ્મણ ને તેની સ્ત્રી કાલસુરીને પેટે કપિલા નામે પુત્રી હતી. તે એક દિવસ સખીયો સાથે વનક્રીડા કરવા ગઈ હતી. ત્યાં જંગલમાં આંબાના ઝાડ નીચે કાયોત્સર્ગ કરતા મુનિને જોઇને તેણીએ તેમની નિંદા કીધી અને બોલી કે જુઓ "આ ઢોંગી કેવો નાગો, મેલો આશક્ત છે ? અને સ્ત્રીઓને પોતાની કાયા દેખાડતો અને લાંઘણો કરતો આ જંગલમાં બેઠો છે ? અને બેશરમ થઇને વસ્તીમાં પણ ફરે છે."

આ પ્રમાણે નિંદા કરી મુનીશ્વર ઉપર માટી નાખવા લાગી. અને તેના માથા ઉપર થૂંકો. અને ઘણા ઉપસર્ગો કીધા તોપણ મુનીશ્વરે સઘળું સહન કર્યાથી તેઓ (મુનિ) કેવળ-જ્ઞાની થઈ મોક્ષે ગયા. અને આ બ્રહ્મ કન્યા મરીને પહેલે નરકે ગઈ. ત્યાં તરેહ તરેહવાર દુઃખો ભોગવીને ગધેડીને પેટે જન્મી. પછી ગધેડી મરીને કુક્કરી થઈ. ત્યાર પછી હાથણી થઈ, પછી મરીને બિલાડી થઇ. ત્યાર બાદ સર્પણી થઇ. સર્પણી મરીને ચંડાળને ત્યાં કન્યા અવતરી. ત્યાંથી મરીને આ તારી પુત્રી થઇ છે." આ તેનું ભવાન્તર સાંભળીને રાજા મુનિરાજને ઉપાય પુછવા લાગ્યો. મુનિરાજે કહ્યું કે બારસનું વ્રત કરવું એટલે એના પાપનો નાશ થશે. રાજાએ પુછયું કે આ વ્રત કયે મહિને તથા કયે દિવસે કરવું તે કહો.

મુનીશ્વરે કહ્યું કે–"ભાદરવા સુદ ૧૨ ને દિવસે અપવાસ કરવો, જિનમંદિરમાં જઇ પંચરંગી સાથીયો કાઢીને તે ઉપ-

રના સિંહાસન પર ચોમુખી પ્રતિમા બીરાજમાન કરવી. પંચામૃતનો અભિષેક કરવો. સ્વચ્છ અને સુગંધી પુષ્પોના જપ દેવા. અને કળશ પુરો ભરેલો લઇને તે ઉપર નાળિયેર ને નવું કપડું અર્ઘ સહિત રકાબીમાં લઇને ત્રણ પ્રદક્ષિણા કરી બહુ ધુપ કરવો. આ પ્રમાણે બાર વર્ષ સુધી વ્રત પાળવું. પાછળથી બારમેં વર્ષે ઉદ્યાપન કરવું. નવી ચાર પ્રતિમાના બિંબ ભરાવવા. કળશ, છત્ર, ઘંટા, ચમર, ને સિંહાસન એવા ઉપકરણો જીનમંદિરમાં આપવાં. ચતુર્વિધ સંઘ જમાડવો, અભયદાન આપવું ને પરોપકાર કરવો. જો વ્રત ઉજવવાની શક્તિ ન હોય તો વ્રત બેવડું કરવું." આ વ્રતવિધિ કહીને મુનીશ્વરે કહ્યું કે "હે રાજન્! ભવિષ્યમાં તારી કુમારિકાનું ચરિત્ર થશે તે સાંભળ. આ તારી પુત્રી શીલવંતીને અર્કકેતુ ને ચંદ્રકેતુ એ નામના બે પુત્રો થશે અને નાનો પુત્ર અર્કકેતુ સંગ્રામમાં લડાઈ કરીને સ્વરાજ્ય કરશે અને આખા જગતમાં કીર્તિ ફેલાવશે. ત્યારપછી રાજ્ય ત્યાગ કરીને તે દીક્ષા લેશે, તેની સાથે તેની માતા પણ દીક્ષા ધારણ કરશે અને સમાધિમરણ સાધીને બારમે સ્વર્ગે દેવ થશે; ત્યાં પૂરૂં આયુષ્ય ભોગવીને મનુષ્ય લોકમાં જન્મી છત્રપત્રી રાજા થશે અને દિક્ષા લઈ કેવલી થઈ મોક્ષે જશે. તેની રાણી વિજયવલ્લભા પણ સૌધર્મ સ્વર્ગમાં જશે. ચંદ્રકેતુ પણ મોક્ષે જશે.

આ વૃત્તાંત સાંભળીને રાજા મુનીશ્વરને દંડવત્ પ્રણામ કર્યા પછી પોતાના ઘર તરફ ચાલ્યો. ને મુનિરાજના કેહેવા મુજબ વ્રત આચરણ કીધું અને ઉદ્યાપન પણ વિધિપૂર્વક કીધું, જેથી તેનું ભવોભવનું પાપ નાશ

થયું. આ પ્રમાણે બારસના વ્રતનું ફળ છે, એવું ગૌતમ ગણધર શ્રેણિક રાજાને કહેતા હવા."

જે કોઇ આ બારસનું વ્રત સાંભળશે તે આ ભવસાગરમાંથી તરી જશે. અને તેનો રોગ, શોક, સર્વ જતા રહીને તેની મનવાંછના સંપૂર્ણ થશે, એવું બ્રહ્મજ્ઞાનસાગર કહેતા હતા. આ કથા બ્રહ્મજ્ઞાનસાગર કૃત વચનિકા છે તે ઉપરથી લીધી છે.

આ પ્રમાણે દ્વાદશી વ્રત કથા પૂર્ણ થઈ.

(૭)

## अनंत व्रत कथा.

જંબુદ્વીપ વિષે ભરતક્ષેત્રમાં આર્યખંડ છે, જેમાં મગધ નામનો દેશ છે. તે દેશમાં રાજગૃહી નામે નગર છે. ત્યાંનો રાજા શ્રેણિક નામે હતો. અને તેને સાઠ હજાર સ્ત્રીઓ હતી. તેમાં ચેલના પટરાણી હતી. રાજાને બે પુત્ર હતા.–એકનું નામ વારિષેણ અને બીજાનું નામ અભયકુમાર હતું. શ્રેણિક-રાજા, ચેલનારાણી અને આ બે પુત્રો જૈન ધર્મી હોવાને લીધે સમ્યક્તમાં બહુ દૃઢ હતાં. એક દિવસ એક માળી ભિન્ન ભિન્ન જાતનાં ફળ ફૂલો લઇને રાજા પાસે આવ્યો. તે તેમની આગળ મુકીને નમ્રતાથી બોલ્યો કે "મહારાજ, વિપુલાચલ પર્વત ઉપર શ્રીમહાવીર સ્વામીનું સમોસરણ આવ્યું છે, તેની શું શોભા કહું! કોરાં સરોવર પાણીથી ભરપૂર છે. આ દિવસે જે ઝાડને ફૂલ નહીં આવવાનાં તેમને ફૂલ આવ્યાં છે. લુલા લંગડા આદમીઓ ચાલવા લાગ્યા છે. બેહેરાં માણુસો સાંભળવા લાગ્યાં છે. જે ઝાડને

ફળ નહીં આવવાનાં તેને ફળો આવ્યાં છે. મુંગાઓ બોલવા લાગ્યા છે. આંધળાઓને નેત્ર આવ્યાં છે. સર્વ પશુઓ સ્વાભાવિક રીતે કુદરતી વેર તજીને પ્રીતિથી એક જગ્યાએ સાથે બેઠાં છે. સિંહ ને હરણ એક બીજા સાથે રમે છે. ગાયના વાછરડાને ધાવણ ધવરાવે છે. ને વાઘના બચ્ચાને ગાય ધવરાવે છે. આવો અદ્‌ભૂત ચમત્કાર મારા દીઠામાં આવ્યો છે." માળીનું આ ભાષણ સાંભળીને રાજા ખુશી થયો. રાજાએ તેને પાંચ વસ્ત્ર આપી સંતોષીત કીધો. પછી જે દિશાએ મહાવીરસ્વામીનું સમોસરણ આવ્યું હતું તે દિશા તરફ રાજાએ સાત પગલાં આગળ ચાલીને પરોક્ષ નમસ્કાર કીધા. અને પોતાનું ચતુરંગ સૈન્ય તૈયાર કરીને રાજા સ્વામીના દર્શન કરવા નિકળ્યો.

સમોસરણની પાસે આવીને વાહનમાંથી નીચે ઉતરી પગે ચાલતો સમોસરણમાં ગયો. અને મહાવીર સ્વામીને વંદન કર્યા બાદ ગૌતમ ગણધરને નમસ્કાર કીધા. અને શ્રાવકોની બેસવાની જગ્યાએ જઈને બેઠો. ત્યાં કેવલી ભગવાનના મુખથી ધર્મ શ્રવણ કરતો હતો એટલામાં તેની નજર ત્યાં બેઠેલા એક રાજા તરફ ગઈ. તે રાજાનું નામ અનંતવીર્ય હતું. તેને ચૌદ હજાર સ્ત્રીઓ હતી, તેમાં પટરાણી શ્રીમતિ હતી. તે રાજા પાસે ચૌદ હજાર ગામ, ચૌદ હજાર રથ, તથા ચૌદ હજાર હાથી, ચૌદલાખ ઘોડા, ચૌદસેં છોકરા, ચૌદ કરોડ ચાકરો એવી રીતે બધી ચૌદ ચૌદને હિસાબે તેની વિભૂતિ જોઈને શ્રેણિકરાજાને આશ્ચર્ય લાગ્યું. પછી તેણે ગૌતમ ગણધરને પુછયું કે-"મહારાજ, આ રાજાએ એવું કયું પુણ્ય કીધું છે કે જેને લીધે આટલી

બધી વિભૂતિ એને મળી છે ?" એ સાંભળીને ગૌતમ ગણુ-ધરે કહ્યું કે " તેમણે આગલે જન્મે અનંતવ્રત કીધું છે. અને એના આગલા જન્મનું વૃત્તાંત કહું છું તે સાંભળ.

આ આર્યખંડમાં કોસળનામે દેશ છે. જેમાં અયોધ્યા નગર છે. તે અયોધ્યા પાસે પદ્મખંડ નામે ગામડું હતું તે ગામમાં સોમશર્મા નામે બ્રાહ્મણ રહેતો હતો, તેને સોમા નામે સ્ત્રી હતી. તેને પેટે બહુ છોકરીઓ હતી. તે અતિશય દરિદ્ર હોવાને લીધે ભીખ માંગીને પેટ ભરતો હતો, તોપણ તેને અન્ન પુરૂં પડતું નહોતું. એક દીવસ તે ઘણોજ ભૂખ્યો હોવાને લીધે તેની પત્ની તેને પીરસવા લાગી. તેણે અન્ન થોડું પીર્સ્યું ત્યારે બ્રાહ્મણે તેને કહ્યું કે આટલુંજ અનાજ મને પીરસે છે તો ભીખ માંગવા સારૂ ફરવા માટે મારા પગમાં શક્તિ કેવી રીતે રહેશે ? તે સાંભળીને તેણી તેને કહેવા લાગી કે "ઘરમાં છોકરાં ઘણાં છે તેમને જમવા માટે જોઈએ તેથી વધારે બચતું નથી, તેમાં હું શું કરૂં ? તમે આળસના માર્યા આ ભીખારી ગામમાં પડી રહ્યા છો ને જો અહીં-યાંથી નીકળી બીજે દેશ જાઓ તો ગમે ત્યાં કંઇપણ રોજગારથી પૈસા મળશે. ઘરમાં પડી રેહેવાથી કલ્યાણ થવાનું નથી."

આ સ્ત્રીનો ઉપદેશ તેના મનમાં ઠસ્યો. અને તરતજ તે પત્નિ તથા પુત્રને લઇને બીજે દેશ જવા નીકળ્યો. રસ્તામાં જતાં જતાં સૌભાગ્યવંતી સ્ત્રીઓ તેને સામી મળી. આગળ જતા હજારો લોકો કોઈ ઠેકાણે જાય છે, એમ તેની નજરે પડયું. આ લોકો કઈ તરફ જાય છે, તેની પુછપરછ કરતાં એવું માલુમ પડયું કે અનંતનાથ સ્વામીનું સમોસરણ

આવ્યું છે તેના દર્શન કરવા સારૂ લોકો જાય છે. પછી તે પણ તેઓની સાથે સમોસરણમાં જઇને સર્વજ્ઞ પ્રભુને ત્રણ પ્રદક્ષિણા કરીને નમસ્કાર કર્યા બાદ પોતાની જગ્યાએ બેઠો. સર્વજ્ઞ ભગવાનનાં મુખથી દિવ્યધ્વનિ શ્રવણ કરતાંજ તેને સમ્યક્ત્વની રૂચિ થઈ. સર્વજ્ઞના મુખથી શ્રાવકાચારનું બ્યાન ચાલતું હતું, તે નીચે પ્રમાણે હતું:-પહેલાં સાત વ્યસન એટલે-૧ જુગાર, ૨ માંસભક્ષણ, ૩ દારૂ પીવો, ૪ વેશ્યાગમન, ૫ શિકાર, ૬ ચોરી, ૭ પરસ્ત્રી સેવન, એટલાં છોડવાં; કારણ કે એથી નર્કનાં દુઃખ ભોગવવાં પડે છે. પછી શ્રાવકોના આઠ મૂલગુણ-૧ મદ્યપાન, ૨ માંસાહાર, ૩ મધુ ભક્ષણ, ૪ વડના ટેટા, ૫ પિપરીનાં ફળ, ૬ પિપળાના ફળ, ૭ ઉંબરના ફળ, ૮ કઠુંબર, આ પ્રમાણે આઠ ખાવાનાં તજી દેવાં. પછી બાવીસ અભક્ષ છોડવાં તે નીચે પ્રમાણે-હિંસા, લુચ્ચાઈ, ચોરી, પરસ્ત્રી સેવન. અને પાર વીનાનો ( અપાર અમર્યાદ ) પરિગ્રહ, એ પાંચ તજી દેવાં એટલે પાંચ અણુ-વ્રત ગ્રહણ થયાં. પછી દિગ્વ્રત, દેશવ્રત, અનર્થદંડ એમ ત્રણ ગુણવ્રત પાળવાં. પછી સામાયિક, ઔષધોપવાસ, ભોગો-પભોગ પરિણામ અને અતિથિસંવિભાગ એમ ચાર શિક્ષાવ્રત પાળવાં. આ પ્રમાણે શ્રાવકનાં બાર વ્રત અને તેની આગળ કહેલાં સર્વ શ્રાવકના ધર્મ પાળવામાં તેણે પ્રતિજ્ઞા લીધી. અને પાછી અરજી કીધી કે મારૂં દારિદ્ર મટી જાય એવું કોઇ વ્રત આપો. ત્યારપછી સર્વજ્ઞ કેવળીએ તેને અનંત વ્રત કરવાનું કહ્યું. તેની વિધિ. ભાદરવા સુદ ૧૧નો અપવાસ ને ૧૨ તથા ૧૩નાં એકાસણાં કરવાં. એકાસણાં વખતે મુંગા રેહેવું અને સાત અંતરાય પાળવા. આ પ્રમાણે ત્રણ દિવસ કર્યા પછી ચૌદસને દિવસે ઉપવાસ કરવો. ચારે દિવસ બ્રહ્મચર્ય

વ્રત પાળવું, જમીન ઉપર સુવું, સચિત્ત વસ્તુ ખાવી નહીં, વેપાર ધંધો છોડવો, કોઈ પણ પાપકર્મ કરવું નહીં, રાગ દ્વેષ છોડવો, સોનાનો અથવા રૂપાનો અનંત કરવો, શક્તિ ન હોય તો સુતરનો અનંત કરવો અને ચૌદ ગુણોનું સ્મરણ કરીને તેની એક એક ગાંઠ વાળવી. આ પ્રમાણે ચૌદ ગાંઠ વાળી એટલે એકસો છન્નું ગુણ થાય છે. દરેક ગાંઠ વાળતી વખતે ચૌદ ગુણનું સ્મરણ નીચે પ્રમાણે કરવું:–૧. રૂષભનાથ સ્વામીથી અનંતનાથ સ્વામી સુધી ચૌદ તીર્થંકરોના નામ બોલીને પેહેલી ગાંઠ વાળવી. ૨. સિદ્ધ પરમેષ્ઠિના ચૌદ ગુણો છે તે યાદ કરીને બીજી ગાંઠ વાળવી. ૩. ચૌદ મુનિ જે મતિ, શ્રુતિ, અવધિજ્ઞાન યુક્ત થઈ ગયા તેમનાં નામ ઉચ્ચારીને ત્રીજી ગાંઠ વાળવી. ૪. કેવલી ભગવાનના સમોસરણમાં જે ચૌદ અતિશય હોય છે તેમનું સ્મરણ કરીને ચોથી ગાંઠ વાળવી. ૫. દ્વાદશાંગ જિનવાણીમાં ચૌદ પૂર્વ છે તે જ્ઞાનવૃદ્ધિ કરનારાં છે એવું જાણીને પાંચમી ગાંઠ વાળવી. ૬. મોક્ષે ચઢવાની નીસરણીના પગથીયાં રૂપી જે ચૌદ ગુણ-સ્થાન છે તેનો ભેદ મોઢે કરી છઠ્ઠી ગાંઠ મારવી. ૭. જિનાગમમાં ચૌદ માર્ગણા કહી છે તે મોઢે કરીને સાતમી ગાંઠ વાળવી. ૮. ચૌદ જીવ સમાસ કહેલા છે તે સમજી લઈ તેનું સ્મરણ કરી આઠમી ગાંઠ મારવી. ૯. ગંગા, સિંધુ વગેરે ચૌદ નદીઓ લવણોદધિમાં મળેલી છે તેનાં નામ લઇ નવમી ગાંઠ વાળવી. ૧૦. આ ત્રણ લોક ચૌદ રાજુ પ્રમાણનો છે, તેનું સ્વરૂપ ધ્યાનમાં રાખીને દશમી ગાંઠ વાળવી. ૧૧. ચક્રવર્તી પાસે ચૌદ રત્નો હોય છે તેની ગણુતરી કરીને અગીઆરમી ગાંઠ વાળવી. ૧૨. સ્વર અને વ્યંજન મળીને બાવન અક્ષર

છે, તેમાંના ચાદ સ્વર મુખ્ય છે જેની મદદ વગર અક્ષર સિદ્ધ થતા નથી તે ચૌદ સ્વરો ભણીને બારમી ગાંઠ વાળવી. ૧૩. ચૌદ તિથી નિયમ વ્રત કરવાને સારી છે, તેના સદ્‌ગુણ ધ્યાનમાં લઇને તેરમી ગાંઠ વાળવી. ૧૪. મુનિ ચૌદ દોષ ટાળીને આહાર લે છે તેને માટે તેના સદ્‌ગુણ મનમાં લાવીને ચૌદમી ગાંઠ વાળવી.

આ પ્રમાણે અનંતની ચૌદમી ગાંઠ વાળ્યા પછી મેરૂ ઉપર પ્રતિમા સ્થાપી હોય તેની આગળ આ અનંત મૂકવો અને પાછો અભિષેક કરવો. ચૌદ પૂજા જયમાલા સહીત ભણવી. આ પ્રમાણે ચાર દિવસ સુધી પૂજા કરવી ને દરરોજ ૧૦૮ જાપ દેવા તેનો મંત્ર નીચે પ્રમાણે છે:-

**ॐनमोर्हते भगव अणतो अनंत सिझ्झ धम्मे भगवतो महविझ्झा ॐमहाविझ्झा अनंते अनंत केवलीय अनंत केवलणाणें अनंत केवल दंसणें अणुपुजवासणें अंनते अनंतागमकेवली स्वाहा॥१॥**

અથવા **ॐ ह्रीं अर्हहंसः अनंतकेवलीने नमः॥२॥**

આ બેમાંથી કોઈપણ જપ જપવો. ચૌદસની રાત્રે જાગ્રણ કરવું અને પુનમની સહવારે પેલો અનંત જમણે હાથે અથવા ગળામાં બાંધવો, પછી ઘેર આવી જિન પૂજા કરવી. ઉત્તમ, મધ્યમ, જઘન્ય એવા ત્રણ સત્‌પાત્રોમાંથી તે પ્રસંગે જે કોઈ હોય તેને આહાર દાન આપવું અને સારા આદમીઓને સાથે લઇને પારણું કરવું.

આ પ્રમાણે આ વ્રત ચૌદ વરસ સુધી કરવું. વ્રત પુરૂં કર્યા પછી ઉદ્યાપન કરવું. તે વખતે ચૌદ ચૌદ ઉપકરણો દેહેરામાં મુકવા. ચાર પ્રકારના સંઘોને આમંત્રણ કરવું. અને ધર્મની વૃદ્ધિ થાય એવી રીતે મોટો ઉત્સવ કરવો.

આવા પ્રકારની વ્રતની વિધિ સર્વ રીતે કેવળી ભગવાનને મોઢેથી સાંભળીને તે સોમશર્મા બ્રાહ્મણને અને તેની સ્રીને ઘણો આનંદ થયો. અને આ અનંત વ્રત તે બંને જણાએ લીધું. બીજા ઘણા લોકોએ આ વ્રત લીધું. પછી જિનેશ્વરને નમસ્કાર કરીને તે બ્રાહ્મણ ગામમાં આવ્યો અને યથા વિધિએ તેણે ચૌદ વર્ષ સુધી અનંતવ્રત કીધું. પછી ઉદ્યાપન પણ કીધું, જેથી દહાડે દહાડે તેની ચઢતી કળા થવા લાગી. તેની સોબતથી ગામના ઘણા લોકો પણ ધર્મ માર્ગે લાગ્યા. પછી તે પોતાને પદ્મખેડગામે જવા નીકળ્યો, ત્યારે ગામના લોક કેહેવા લાગ્યા કે તમારા સહવાસથી અમે ધર્મ—માર્ગે લાગ્યા છીએ તેથી તમે અહીંયાંજ રહો. તેણે કહ્યું કે હવે મારે ગામ જઇને ત્યાંના લોકોને ધર્મનો મહિમા દેખાડવાની મારી ઇચ્છા છે, એમ કહીને તે નીકળ્યો. પદ્મખેડગામ પોંહોચ્યા પછી આ દરિદ્ર બ્રાહ્મણ આટલો પૈસાદાર કેમ થયો તે વિષે લોકોને ધર્મની મોટી આશ્ચર્યતા લાગી. રાજાને પણ વિચિત્ર લાગવાથી તેને આટલો બધો પૈસો મળવાનું કારણ તે પૂછવા લાગ્યો.

પછી બ્રાહ્મણે અનંતવ્રત લીધાની બધી હકીકત કહી, તે સાંભળીને રાજાને ઘણો આનંદ થયો અને તેણે તે બ્રાહ્મણને પોતાનો ગુરૂ કરી સ્થાપ્યો. બાદ તેની પાસેથી જૈનધમ ગ્રહણ કીધો અને શ્રાવકનાં વ્રત પાળવા લાગ્યો. પછી અનંતવ્રત પણ તેણે લીધું. બીજા ઘણા લોકો જૈનધર્મ પાળવા લાગ્યા. રાજાએ ચૌદ વર્ષ સુધી વ્રત કરીને મોટા ઉત્સાહથી ઉદ્યાપન કીધું. જિનમંદિર બંધાવીને તેજ ગુરૂને હાથે પ્રતિષ્ઠા કરાવી. બ્રાહ્મણના ઘરમાં પણ ઘણો પૈસો વધ્યો. લોકમાં

તેની કીર્તિ વધી. પછી આ વ્રત બધે ઠેકાણે ફેલાયું. કેટલાક દિવસ આ પ્રમાણે ધર્મ કાર્યમાં વખત ગાળીને મરણ વખતે આ બ્રાહ્મણે અનશન લીધું. અને પાંચ નમોકાર જપીને સમાધિ મરણ સાધીને પ્રાણ છોડયો અને પેહેલાં સ્વર્ગમાં દેવ થયો. તેની સ્ત્રી મરીને સ્વર્ગમાં તેની દેવી થઈ. એક બીજા વચ્ચે ઘાડો પ્રેમ બંધાયો; તેથી ઘણું સુખ ભોગવીને મરણ પામ્યો તે આ મૃત્યુલોકમાં જન્મ્યો. બ્રાહ્મણનો જીવ હતો તે આ અનંતવીર્ય રાજા થયો અને બ્રાહ્મણીનો જીવ તેની પટરાણી શ્રીમતિ છે. બન્ને જણા સમોસરણમાં દર્શન કરવા આવ્યાં છે, તે તું જો.

પછી આ લોકો દીક્ષા લેશે. અને કર્મનો નાશ કરીને કેવળજ્ઞાની થશે. શ્રીમતિનો જીવ તપશ્ચરણને લીધે સ્ત્રીલિંગ છેદીને અચ્યુત સ્વર્ગમાં દેવ થશે, ત્યાંથી મરીને મૃત્યુલોકમાં પુરૂષ થઈને જન્મશે અને જૈનદીક્ષા લઈને મોક્ષે જશે." આ પ્રમાણે અનંતવ્રતનો મહિમા ગૌતમ ગણધરને મોંઢે સાંભળીને શ્રેણીક રાજાને ઘણો આનંદ થયો, પછી તે રાજાને ભેટયો અને પોતાને ઘેર તેડી ગયો, અને તેને ઘણું મોટું આદરમાન આપ્યું. ત્યારથી તે બંને વચ્ચે ઘણી પ્રીતિ બંધાઇ. પછી તે પોતાને ગામ ગયો, અને યથાવિધિ ધર્મ પ્રમાણે ચાલી અનેક પ્રકારનું સુખ ભોગવવા લાગ્યો.

આ કથા મરાઠી ભાષામાં હીરાચંદ અમુલખે કવિતારૂપે રચી છે, તે ઉપરથી અહીંયાં લીધી છે.

આ પ્રમાણે અનંત વ્રત કથા પૂર્ણ થઈ.



(૮)

# શ્રી દશલક્ષણિકવ્રત કથા.

દર વર્ષે ભાદરવા સુદ ૫ થી સુદ ૧૪ સુધી આ દશલક્ષણીક વ્રત ઘણા લોક કરે છે. આ વ્રત પેહેલાં કોણે શરૂ કીધું અને આ વ્રતની વિધિ કેવી રીતની છે તે વિષેની કથા અહીંયા આપું છું:—

પૂર્વે ધાતકી ખંડમાં વિશાળ નામે શહેર હતું. ત્યાં પ્રિયંકર નામનો રાજા રાજ્ય કરતો હતો, તેની રાણીનું પ્રિયંકરા હતું. તેને પેટે મૃગાંકલેખા નામે એક પુત્રી હતી. તેજ રાજાને એક મતિશેખર નામે મંત્રિ હતો. તેની પત્નિનું નામ શશિપ્રભા હતું, તેને પેટે કમળસેના નામની પુત્રી હતી. તે શહેરમાં ગુણશેખર નામનો એક શેઠ હતો, તેને શિલપ્રભા નામની પત્નિ હતી તેને પેટે મદનવેગા નામની પુત્રી હતી. ને વળી તેજ શેહેરમાં લક્ષભટ નામનો કોઈ એક ભટ બ્રાહ્મણ હતો, તેની પત્નિનું નામ ચંદ્રવદના હતું, તેને પેટે રોહિણી નામની પુત્રી હતી. આમ આ ચાર છોકરીઓ ઘણીજ સ્વરૂપવાન તેમજ ઘણી હોંશીયાર હતી ને ધર્માચરણમાં હમેશાં નિમગ્ન રહેતી. વળી આ ચાર છોકરીઓએ એકજ ઠેકાણે વિદ્યાભ્યાસ કર્યો હતો.

પછી એક દિવસ વસંતરૂતુમાં તે ચારે પુત્રીઓ પોત પોતાના માતપિતાની રજા લઇને વનમાં ક્રીડા કરવા નીકળી પડી. ત્યાં બાગમાં અનેક પ્રકારની રમતો રમીને જંગલમાં મોજ કરવા નિકળી પડી. એટલામાં એક તરૂવર (ઝાડ) નીચે એક મુનીશ્વર ધ્યાન ધરી બેઠેલા હતા, તેમનું નામ

વસંતસેન હતું. પછી મુનિરાજ પાસે જઇને તે પુત્રીઓએ નમોસ્તુ કીધું, અને ઘણા આનંદ સહિત મુનીશ્વરના મુખથી ધર્મોપદેશ શ્રવણ કરવા લાગી. પછી મુનિરાજને હાથ જોડીને પૂછવા લાગી કે-"મહારાજ, અમો સ્ત્રી જન્મમાંથી છુટીએ એવું કાંઇ વ્રત કહો." આ સાંભળી "મુનીશ્વર બોલ્યા કે તમો દશલક્ષણિક વ્રત કરો એટલે તમારા મનના મનોરથ પૂરા થશે. આ વ્રતથી સંસાર સંબંધી સર્વ દુઃખ મટી જઈને સ્વર્ગસુખ સેહેલથી મળશે અને પરંપરા મોક્ષ મળશે."

આ સાંભળી પુત્રીઓ બોલી કે-"મહારાજ, એ વ્રતની વિધિ કૃપા કરીને કહી બતાવો. પછી મુનિએ વિધિ નીચે પ્રમાણે કહી:—

"ભાદરવા સુદ ૫ ને દિવસે જિનમંદિરમાં જઇને કંકુનો સાથિઓ કાઢવો ને તેમાં મોતીના ચોક પુરવા. આ પ્રમાણે ઘણીએક શોભા કરવી. પછી ચોવીસ તીર્થંકરની સ્થાપના કરવી. અને એક સોનાનું, રૂપાનું, પીતળનું અથવા તાંબાનું યંત્ર કરવું ને તે ઉપર દશ કોઠા કાઢવા. ને દરેક કોઠામાં દરેક લક્ષણ લખવું. ૧. માં ઉત્તમ ક્ષમા, ૨. માર્દવ, ૩. આર્જવ, ૪ સત્ય, ૫. શૌચ, ૬. સંયમ, ૭. તપ, ૮. ત્યાગ ૯. આકિંચન્ય, ૧૦. બ્રહ્મચર્ય. આ પ્રમાણે દશ કોઠામાં દશ લક્ષણ લખવાં. અને નીચે લખ્યા મુજબ સમજીને પોતે પાળવાને પ્રયત્ન કરવો:—

**૧. ઉત્તમક્ષમા:**—ક્રોધના આવેશને જીતવો એ ક્ષમા છે. મુર્ખ લોક આપણને ગુસ્સો આવે એવું કંઈ કામ કરે ત્યારે આપણે લાગલા ગુસ્સે થઇએ તો મોટો અનર્થ થાય. તેથી તે વખતે આપણી મનોવૃત્તિ ક્રોધયુક્ત થવા નહી દેવી ને ક્ષમા ધારણ કરવી.

**૨. ઉત્તમ માર્દવઃ**—અભિમાન નહીં રાખવો અથવા ગર્વ નહીં કરવો તેનું નામ માર્દવ. તે મદ આઠ પ્રકારના છે—૧. જાતિ, ૨. કુળ, ૩. બળ, ૪. ઐશ્વર્ય, ૫. વિદ્યા, ૬. તપ, ૭. જ્ઞાન, અને ૮. ધન. આટલાનો ગર્વ નહીં કરવો ને નમ્ર થવું.

**૩. ઉત્તમ આર્જવઃ**—કપટ ન કરવું, તેનું નામ આર્જવ. જેવું મનમાં હોય તેવું મુખથી ઉચરવું ને કામ પણ તેવીજ રીતે કરવું. મનમાં એક ને મુખે બીજું એવા આચરણ રાખવાં નહીં—સરળ ભાવ રાખવો.

**૪. ઉત્તમ સત્યઃ**—જે ખરું હોય તે બોલવું. મશ્કરીમાં પણ જુઠું બોલવું નહીં. વગર કારણે કોઈનું મન દુખાય એવાં માર્મિક શબ્દો ઉચ્ચારવા નહીં. કામ પ્રમાણે બોલવું—ફોકટનુ બોલવું નહીં, કઠોર ભાષણ કાઢવું નહીં, વખત આવે ત્યાં મુંગાં રહેવું વગેરે આચરણોથી સત્ય ગુણ સચવાય છે.

**૫. ઉત્તમ શૌચઃ**—પારકો પૈસો ને પારકી સ્ત્રીની ઇચ્છા છોડવી. અને કોઇ પણ જીવનો ઘાત ન થાય તેને શૌચ ધર્મ કહે છે.

**૬. ઉત્તમ સંયમઃ**—આપણી ઇંદ્રીઓ અને મન વશ રાખવાં, એટલે કે વિષય તરફ જવા ન દેવાં, ૬ કાય જીવનું રક્ષણ કરવું. તેર પ્રકારનાં ચારિત્ર પાળવાં, જેમાં શ્રાવકોને હાથે સંયમ થયા જેવું કહેવું એટલે જે વાત ખરાબ અથવા અનહિત કરનારી છે એવો આપણે નિશ્ચય લીધો, તે વાત તરફ ફરીથી આપણું મન અથવા ઇંદ્રિઓ દોડે તો તે વખતે તેને તરતજ અટકાવવી એવી વાતને સંયમ કહે છે.

૭. **ઉત્તમ તપઃ**—ઇચ્છા રોકીને વિષય ઉપરનો ભાવ ઓછો કરવો તેને તપ કહે છે. તપ બાર પ્રકારનાં છે. તેમાંના જે તપને લીધે આપણા શરીરને રત્નત્રય ધર્મ સાધવાને મદદ કરે અને શરીરમાં કોઈ પણ રોગ ન થાય, કષાય ઓછો થાય, તપમાં ઉંત્સાહ બુદ્ધિ વધે, પરિણામ તળમળ થાય નહીં, એવું તપ આપણા શરીરની શક્તિ જોઈને તથા દેશ, કાળ, આહારની યોગ્યતા જોઇને કરવું.

૮. **ઉત્તમ ત્યાગઃ**—પાત્રની યોગ્યતા પ્રમાણે ચાર પ્રકારનું દાન આપવું તેને ત્યાગ કહે છે. પ્રાણઘાત, ચોરી, લુચ્ચાઇ, વ્યભિચાર, અન્યાયથી ધન મેળવવું, વીગેરે ખોટી વાત તજી દેવી તેને ત્યાગ કહે છે.

૯. **ઉત્તમ આકિંચન્યઃ**—કોઇપણ પરિગ્રહ ન રાખવો, શરિર ઉપરની મમતા પણ ન રાખવી તેનું નામ આકિંચન્ય છે. રાગ દ્વેષ એ સર્વે ઉપાધ્રીક ભાવ છે, આપણે શુદ્ધ જ્ઞાન, દર્શનમય, આત્મા છિએ એવું ચિંતવન કરવું એ આકિંચન્ય.

૧૦. **ઉત્તમ બ્રહ્મચર્યઃ**—બધા વિષયો ઉપરથી પ્રીતિ તજી દઇને બ્રહ્મ જે આત્મા તેમાં ચર્યા જે પ્રવૃત્તિ તેને બ્રહ્મચર્ય કહેવું. અને આ નિશ્ચિત બ્રહ્મચર્ય છે. તે સાધવા માટે બાહ્ય બ્રહ્મચર્ય (એટલે કામ વિકારને જીતવો) પાળવું જોઈએ. જે કથાથી કામ વિકાર જાગૃત થાય તે કથા સાંભળવી નહીં. ભાંગ, તંબાકુ, ઇત્યાદિ નિશાવાળા પદાર્થો ખાવાં નહીં. પાન ખાવું, ફુલનો આહાર પહેરવો, સુગંધી અત્તર લગાડવું, જેથી શીલ ભંગ થવાનો સંભવ રહે છે. તેથી બ્રહ્મચર્ય પાળનારાએ આ ચીજો તજી દેવી. નાચ, ગાયન,

વીગેરે જે કામ ઉત્પન્ન કરે તેનો બ્રહ્મચર્ય પાળનારાએ ત્યાગ કરવો. એકાંત વાસમાં સ્ત્રીએ પરપુરૂષ સાથે અને પુરૂષે પરસ્ત્રી સાથે બોલવું એ કામ વિકારને ઉત્તેજન આપનાર છે, માટે તેમ નહીં કરવું.

આ પ્રમાણે દશ લક્ષણ બરાબર રીતે સમજીને પોતે પાળવાનો પ્રયત્ન કરવો. જે યંત્ર (જંત્ર)માં આ દશ લક્ષણોના નામ લખ્યા હોય તે યંત્ર જિન પ્રતિમા આગળ સ્થાપવું. પછી જિન પૂજા કરીને શાસ્ત્ર પૂજા કરવી. આ દશ દિવસમાં દશ ઉપવાસ કે એક દિવસ ઉપવાસ ને એક દિવસ એકાસણું એ પ્રમાણે કરવું. સચિત્ત વસ્તુ (લીલોતરી) ખાવી નહીં. આરંભ છોડવો, ભોગોપભોગ પદાર્થની સંખ્યા કરવી. રાગ, દ્વેષ, દમ્ભ, ક્રોધ, માન, માયા, લોભ છોડવાં. ધર્મ ધ્યાનમાં વખત ગાળવો. આ પ્રમાણે એ વ્રત દશ વર્ષ કરવું. પછી ઉદ્યાપનમાં દરેક પ્રકારનાં દશ દશ ઉપકરણ લાવવાં. પુસ્તક દશ, જપમાળા (નોકારવાળી) દશ, કળશ દશ, વગેરે લાવવાં. આ પ્રમાણે નહીં લવાય તો આપણી શક્તિ પ્રમાણે લાવવાં."

આ વ્રતની વિધિ સાંભળીને એ ચારે પુત્રીઓ આનંદ પામી. મુનીશ્વર પાસેથી વ્રત લઇને તેઓ પોતાને ઘેર ગઈ. તેઓએ યથાવિધિ દશ વર્ષ આ સુધી વ્રત પાળ્યું. પછી ઉદ્યાપન કીધું. પછી કેટલોક વખત ધર્મ સાધવામાં ગાળીને અંત સમયે સમાધિ મરણ સાધ્યું, તેથી તેઓનો સ્ત્રી જન્મ છુટયો. ને ચારે જણનાં જીવ મહાશુક્ર સ્વર્ગમાં મહર્ષિક દેવ થયા—એકનું નામ અમરગિરી, બીજાનું નામ અમરચૂલ, ત્રીજાનું દેવપ્રભ, અને ચોથાનું પદ્મસારથી, એવાં નામ હતાં. ત્યાં સર્વે પોત પોતાની દેવી સાથે સુખ ભોગવવા લાગ્યા.

વિમાનમાં બેસીને જ્યાં સમોસરણ હોય, મુનિ હોય, અકૃત્રિમ ચૈત્યાલય હોય ત્યાં દર્શન કરવાને જવા લાગ્યા. આવી રીતે ત્યાં બહુ વખત સુધી સુખ ભોગવ્યા પછી મરણ પામ્યા. તે આ ભરતક્ષેત્રમાં માળવ દેશ વિષે ઉજ્જયની નગરીના મુળભદ્રરાજા અને લક્ષ્મીમતિ રાણીને પેટે અવતર્યા. પેહેલો પૂર્ણકુમાર, બીજો દેવરાજ, ત્રીજો ગુણચંદ્ર, ચોથો પદ્મકુમાર એમ નામ હતાં. ચારે ઘણા સ્વરુપવાન હતાં તેઓને નાનપણમાં સારો વિદ્યાભ્યાસ કરાવ્યાને લીધે તેઓ વયે પુગતાં ઘણા નીતિમાન થયા. તેઓની ધર્મ ઉપર પણ ઘણી આસ્થા હતી.

પછી એક નંદન નગરીનો રાજા કૃષ્ણ નામનો હતો. તેની પત્નિનું નામ તિલકસુંદરી હતું, તેને પેટે ચાર પુત્રીઓ ઘણી સ્વરુપવાન હતી. પેહેલીનું નામ કલાવતી, બીજીનું નામ બ્રાહ્મી, ત્રીજીનું નામ ઇંદુગાત્રી, ચોથીનું નામ કુંકૂ. આ ચારે પુત્રીઓના લગ્ન પેલા ચારે કુમાર સાથે થયાં. પછી એક દિવસ મુળભદ્ર રાજાએ આકાશમાં વાદળાં એકઠાં થયલાં જોયાં અને તરતજ તે વીખેરાઇ જતાં જોઇને તેના મનમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો. તેણે કહ્યું કે જેવાં વાદળાં ચંચળ છે તેવીજ આ વિભૂતિ પણ ચંચળ છે, તેમજ સંસાર સુખ નાશવંત છે એમ કહીને તેણે તરતજ રાજ્ય કારભાર પુત્રોને સોંપી પોતે જૈન દીક્ષા લીધી. પછી આ ચારે પુત્રોએ ઘણા વર્ષ સુધી રાજ્ય કારભાર ચલાવ્યો. તેમને પણ બાળ બચ્ચાં થયાં, સંસાર સંબંધીનું સુખ પણ તેમણે ભોગવ્યું. પછી તેમને પણ પોતાના પિતાની માફક સુખનો કંટાળો આવ્યો અને એક દિવસ શીલભદ્ર ગુરૂ પાસે જઇને મુનિ દીક્ષા લીધી. અને ગુરૂ પાસે જ્ઞાનાભ્યાસ કરવા લાગ્યા. જપ, તપ,

સંયમ, ધ્યાન, તેમાં તેઓ નિમગ્ન થયા. ધ્યાનના બળને લીધે તેઓએ ઘાતીઆ કર્મનો નાશ કીધો. (જ્ઞાનાવર્ણીય, દર્શનાવર્ણીય, મોહનીય અને અંતરાય એવાં ચાર ઘાતીઆ કર્મ છે. આ જ્યાંસુધી આત્માની પાછળ લાગેલાં છે ત્યાંસુધી આત્માને કેવળ જ્ઞાન થવા દેતાં નથી, તેથી તેમને ઘાતીઆ કર્મ કહે છે.) તે વખતે તેમને કેવળ જ્ઞાન પ્રાપ્ત થયું. ત્રણ જગત્‌માંની ચરાચર વસ્તૂ તેમને હાથની રેખા જેવી દેખાવ લાગી.

પછી અનેક દેશોમાં તેઓએ વિહાર કરીને ધર્મોપદેશ કીધો. પછી શુકલ ધ્યાનને લીધે ચાર અઘાતીઆ કર્મનો નાશ કરીને સિદ્ધ પદ પામ્યા. સિદ્ધ પદ પરંપરા પામવા માટે આ દશ લક્ષણિક વ્રત મૂળ છે, જેથી સઘળા લોકોએ આ દશ લક્ષણિક વ્રત જરૂર પાળવું. આ કથા બ્રહ્મચારી મહતિસાગર સ્વામીએ કવિત્તરૂપે રચેલી છે તે ઉપરથી સારાંશરૂપે અત્રે આપી છે.

આ પ્રમાણે દશલક્ષણીક વ્રત કથા પૂર્ણ થઇ.



(૯)

## श्री अष्टानिक(नंदीश्वर)व्रत कथा.

પૂર્વે જંબુદ્વીપમાંના સુદર્શનમેરૂની દક્ષિણમાં ભરતક્ષેત્ર વિષે આર્યખંડ મધ્યે અયોધ્યા નામે શેહેરમાં હરીસેન નામે જૈનધર્મી ચક્રવર્તીરાજા રાજ્ય કરતો હતો, તે ઘણો સમ્યક્-દૃષ્ટિ હતો. તેની રાણી ગંધર્વશ્રી રૂપ ગુણ અને યૌવનની ભરેલી હતી. તે સિવાય તે રાજાને ૯૬૦૦૦ રાણી હતી. આ રાજા સુખેથી રાજ્ય કરતો હતો એવામાં એક દહાડો રાજા

વસંતઋતુમાં નગરજનો સાથે વનક્રીડા કરવાને ગયો ત્યાં વનમાં રાણી સાથે ક્રીડા કરતો હતો, એવામાં એકાએક તે વનમાં અશોકના ઝાડની નીચે સ્ફટિકની શિલા ઉપર બે મહાતપસ્વી મુનિ તેણે જોયા. ઘણા તપને લીધે તેમનું શરીર ક્ષીણ થયું હતું અને મતિ, શ્રુતિ, અવધિ, આ ત્રણે સમ્યક્જ્ઞાને કરીને જીવાદિ પદાર્થોનું સત્યાર્થ સ્વરૂપ જાણનારા છે, અને આકાશમાં ફરવાના અતિચારને દૂર કરવા માટે પ્રાયશ્ચિત્ત પાઠ કરે છે, એવો તેઓનો અવાજ સાંભળીને તે રાજાએ મંત્રીને બોલાવીને કહ્યું–“ હે મંત્રી ! જુઓ કે આ વનમાં અશોકના ઝાડ નીચે સ્ફટીકની શિલાપર મોટું તપ કરતા ક્ષીણ શરીરી, સમ્યક્દ્રષ્ટિ, અતિચાર માટે પ્રાયશ્ચિત્ત પાઠ કરનાર એવાં બે મુનિ કોણ છે ? તેની શોધ લાવો.”

મંત્રીએ સીપાઇ પાસે શોધ કઢાવીને રાજાને કહ્યું કે હે “સાર્વભૌમરાજા ! અનશનાદિ કઠણ તપેથી ક્ષીણ થયલાં શરીરવાળાં અને ઉત્તમ ક્ષમાદિ સમ્યક્ત ગુણે પુષ્ટ એવા બે અરિંજય અને અમિતંજય નામના ચારણરૂષિ આવ્યા છે.” આવું મંત્રીનું ભાષણ સાંભળીને રાજા ખુશી થતો પોતાની પટ્ટરાણી ગંધર્વશ્રીને સાથે લઇને તે મુનિઓ પાસે જઈ તેમની અષ્ટદ્રવ્યથી પૂજા કરીને ત્રણ પ્રદક્ષિણા કરીને નમસ્કાર કરવા લાગ્યો. તેમને મુનિએ સદ્ધર્મવૃદ્ધિ વગેરે આશીર્વાદ આપ્યો. પછી બેમાંથી મોટા અરિંજય નામના રૂષિ બોલ્યા–“હે રાજા ! આ કોમળ ઝાડ માફક અસાર સંસારમાં જિનસર્વજ્ઞે કહેલો એવો જે ધર્મ તેજ શરણાગત માટે આધાર છે, માટે તે ધર્મને શરણે જા.” રાજાએ કહ્યું–“જે ધર્મને આપ શરણ થવાનું કહો છો તે ધર્મનું સત્ય સ્વરૂપ કેવું છે તે કહો.

કારણ કે આ લોકમાં કલ્પિત ધર્મના માર્ગ ઘણા છે. કોઈ ગંગાદિ તીર્થે સ્નાન તેજ ધર્મ કહે છે. કોઇ કંદમૂળ શાકભાજી ખાવામાંજ ધર્મ સમજે છે, કોઈ ઠંડાપાણીમાં ડુબી રહેવું તેને ધર્મ કહે છે, કોઇ પર્વતના શિખર પરથી પડીને મરવામાં ધર્મ સમજે છે, કોઈ ગયા જઇને શ્રાદ્ધ કરવું તેને ધર્મ કહે છે. કોઈ શિવ પૂજા કરવામાં ધર્મ સમજે છે. કોઇ વિષ્ણુ પૂજા કરવામાં ધર્મ સમજે છે. કોઈ ભવાની વીગેરે દેવીઓના પૂજનને ધર્મ કહે છે, એમ લોકોમાં અનેક ધર્મ માર્ગ કહ્યા છે."

મુનિએ કહ્યું–"હે રાજા, જેથી કરીને આ જીવનું સંસારમાં જન્મ મરણનું દુઃખ મટે અને સર્વે પ્રાણી ઉપર રાગ દ્વેષ મટીને સમભાવ થાય અને સર્વે જીવોનું આપણી માફક સમજીને રક્ષણ થાય, કોઇનો વિરોધ ન થાય એવો એક દયા લક્ષણિક ધર્મ છે."

રાજાએ કહ્યું–"આ લોકમાં પૂજવા લાયક કોણ છે?" મુનીશ્વરે કહ્યું. "રાજા! નિશ્ચય વ્યવહાર, સમ્યક્દર્શન, સમ્યક્જ્ઞાન, સમ્યક્ચારિત્ર જેના તેજથી અત્યંત પ્રકાશિત, શુદ્ધ, નિજાત્મતત્વ જે છે, તે આરાધન કરવા યોગ્ય છે. અને પદ્માસન અથવા કાયોત્સર્ગ કરીને બિરાજમાન જિનેંદ્ર ભગવાનની વીતરાગ એટલે રાગ રહિત શાંત મુદ્રા જે છે તે આરાધના કરવા યોગ્ય છે. અને અંતર તથા બાહ્ય ચોવીસ પ્રકારના પરિગ્રહ છોડેલા એવા નિર્ગ્રંથ જિનરૂપ અને સિદ્ધ ચક્ર એવાં ભજવા યોગ્ય છે." રાજાએ કહ્યું–"આમાં ખરો દેવ કોણ છે?" મુનિએ કહ્યું કે–"જીવાદિ ષટ્દ્રવ્યમાં ત્રિકાળવર્તી સમસ્ત ગુણ પર્યાયને અનાદિ કાળથી જાણનારા, ૧. ક્ષુધા (ભુખ), ૨. તૃષા, ૩. જન્મ, ૪. જરા, ૫. મરણ,

૬. રોગ, ૭. શોક, ૮. ભય, ૯ વિસ્મય, ૧૦. મદ, ૧૧. મોહ, ૧૨. રાગ, ૧૩. દ્વેષ, ૧૪. ચિંતા, ૧૫. નિદ્રા, ૧૬. ખેદ, ૧૭. સ્વેદ અને ૧૮. અરતિ.

આ અઢાર દોષ રહિત અને અનંત ગુણોથી વિરાજમાન એવા સર્વજ્ઞ ભગવાન જિનેશ્વરે કહેલી અને કેટલોએ વાદ વિવાદ કીધાથી તેના વાકયો બદલાતા નથી. અને પ્રત્યક્ષાનુમાન પ્રમાણે હર પ્રકારે જે વાકયમાં બાધ આવતો નથી અને જેમાં સત્યાર્થ વસ્તુનું સ્વરૂપ કહેલું છે, સર્વ પ્રાણીઓનું હિત અને એકમાં મિથ્યા માર્ગનો નાશ અને પૂર્વાપર વિરોધરહિત આ સ્યાદ્વાદસપ્ત ભંગમય અનેક સ્વરૂપ પરમાગમ શ્રુતિ નામનું શાસ્ત્ર છે. અને ગુરૂ કોણ? જે પંચેદ્રિયોના વિષયની ઇચ્છા વગરનો, બાહ્યાભ્યંતર ચોવીસ પરિગ્રહ ત્યાગી, શુદ્ધાત્મ સ્વરૂપાનુભવી, તલ્લીન એવા પરમ વીતરાગી નિર્ગ્રંથ ગુરૂ છે અને જે સંસારમાં દેહ ભોગથી ઉદાસ અને સર્વારંભ, સર્વ પરિગ્રહ રહિત સમ્યક્‌જ્ઞાન સમ્યક્‌ધ્યાન, સમ્યક્‌તપમાં તલ્લીન એવા જે તે કેહેનારા ગુરૂ હોઇને દુઃખ દેનાર કોણ? જે એક બીજામાં વંચના, કુટીલતા, માયાચાર, કષાય એ પદાર્થ દુઃખકારી હોય અને આચાર્ય ઉપાધ્યાય સર્વ સાધુ આ ધર્મ સંબંધી દીક્ષા, શિક્ષાદાન, ધર્મોપદેશ દાતા ગુરૂ અને માતા, પિતા, ભાઈ આદિ કર્મ કાર્યના ગુરૂ હોય. ત્યારે આના પૂજનનું ઉલ્લંઘન કરનાર કોણ? કઠોરપણું, વક્રસ્વભાવ, ઉદ્ધતપણું, રૂપ, માન, કષાય આ સર્વ પુજ્યમાન ગુરૂ જનોની પૂજા આદિ સેવાનું ઉલ્લંઘન કરનાર છે.

અનર્થ કારક કોણ અને પાપાશ્રવ બંધ કોણ? પર વસ્તુની ઈચ્છા, ભવિષ્યકાળે વિષયોપભોગની વાંછા અનર્થના

અને પાપાશ્રવ બંધના મૂળ છે. શરીરના મંડન અલંકાર કયા? નિર્દોષ પવિત્ર શીલવૃત પાળવું એજ નરનારીઓના શરીરનું મંડન અલંકાર છે. મહિમાવાન કોણ? આગળ હિત અહિત જોઇને કામ કરનાર તે વિજ્ઞાની મહિમાવાન છે. અવિવેકતા વિનાશ મગ્રતગ્રનું આચરણ કરવું એ અવિવેકતા. ત્યાગ લાયક શું? પરનિંદા, જુગાર, માંસાહાર, મદ્યપાન, ગણિકા સેવન, પાર્ધી (શિકાર), પરદ્રવ્ય હરણ, પરસ્રીસંગ, આ સાત વ્યસનોનો ત્યાગ કરવો યોગ્ય છે. નહીં કરવાં જેવા કામ કયાં? જે આ લોકમાં અને પરલોકમાં દુઃખ દેનારા અને ભલાઈ તથા સમ્યક્તને ધક્કો આપનારા એવાં કામ નહીં કરવાને યોગ્ય છે. હે પ્રભુ! વિજળીના જેવું થોડીવારમાં નાશ થાય એવું શું છે? સ્રી, પુત્ર, મિત્ર, ધન, ઘર, તે થોડીવારમાં નાશ થાય એવાં છે. હે પ્રભુ! સર્વજ્ઞ ભાષિત આગમમાં નિર્દોષ શું? અનીતિનો વ્યાપાર, નહી ખાવા જેવું ખાવું, પાપકર્મ રહીત, નીતિસર વેપારપર જીવવું એ નિર્દોષ છે. હે પ્રભુ! કરવા યોગ્ય કયું કામ? જે કીધાથી આ લોકમાં યશ વધે અને પરલોકમાં ઉત્તમ પદ મળે તે કામ કરવા યોગ્ય છે.

હે પ્રભુ, શ્રાવકોને હમેશાં કરવાના કયાં કામ? ૧. ત્રિકાળ સામાયક, ૨. નિર્ગ્રંથ ગુરૂસેવન, ૩. પ્રમત્ત ગુણસ્થાનવર્તી અનગાર, પંચમગુણ સ્થાનવર્તી, દેશવ્રતી શ્રાવક શ્રાવિકા અથવા પરમ મહાતપ વ્રતધારિ આર્જિકા, ચતુર્થ ગુણસ્થાનવર્તી અવિરત સમ્યક્દૃષ્ટિ, શ્રાવક, શ્રાવિકા, આ ત્રણ ઉત્કૃષ્ટ, મધ્યમ, જઘન્ય પાત્રોને યથાયોગ્ય યથાશક્તિ ચતુર્વિધદાન આપવું. ૪. પરમાગમનું અધ્યયન

કરવું અને કરાવવું, સાંભળવું અને સંભળાવવું. ૫. યથાશક્તિ સંયમ પાળવો. ૬. આ સઘળાં કામો શ્રાવકોએ નિત્ય કરવાં."

ફરીથી રાજાએ મુનિને નમસ્કાર કરીને પુછયું. "હે પ્રભુ! મેં આગલે જન્મે કયું વ્રતાચરણ કીધું હતું કે જેને લીધે હું આ પૃથ્વી ઉપર છખંડનો ચક્રવર્તી થયો અને તમારા બંને ઉપર ઘણો સ્નેહ ઉત્પન્ન થયો તેનું શું કારણ?"

એ સાંભળીને અરિંજય કહે છે—"રાજા તારો અને અમારો આગલા જન્મનો સંબંધ કહું છું તે સાંભળ—

આ અયોધ્યા નગરીમાં કુબેરમિત્ર નામનો વૈશ્ય હતો અને તેની પત્નિનું નામ સુંદરી હતું. તેને પેટે તું અને અમે બે મળી ત્રણ પુત્ર થયા—૧. શ્રીવર્મા, ૨. જયકીર્તિ, ૩. જયચંદ એઓમાં શ્રીવર્મા જે તારો જીવ તેણે એક દહાડો શ્રીધર નામે મુનિને નમસ્કાર કરીને આઠ દિવસનું વિધિપૂર્વક નંદીશ્વર વ્રત લીધું. તે કેટલાક વર્ષ સુધી વ્રત પાળીને આયુષ્યને અંતે સન્યાસ વિધિથી પ્રાણોત્ક્રમણ કરીને સ્વર્ગમાં મહર્ષિક દેવ થઇ અસંખ્યાત કાળ દિવ્ય ભોગ ભોગવીને આયુષ્ય પુરૂં થવાથી સ્વર્ગ ત્યાગીને નંદીશ્વર વ્રતના પ્રભાવને લીધે આ અયોધ્યા નગરીમાં શુરવીર, ઉદાર, વિવેકસંપન્ન, પરાક્રમી અને સત્ય ન્યાયી રાજા ચક્રબાહુ હતો. તેની મહાગુણવંતી સાધ્વી વિમળાદેવી રાણીને પેટે તું હરિસેના નામનો પુત્ર થયો. તે વ્રતને લીધે ચોદ રત્ન, નવ નિધિ, અને છ ખંડ પૃથ્વીનો તું ધણી થયો છે. અને તારા બે ભાઇ જયકીર્તિ અને જયચંદ્ર બન્નેએ શ્રીધર્મગુરૂ પાસેથી પાંચ અણુવ્રત, ત્રણ ગુણ વ્રત, ચાર

શિક્ષાવ્રત એ શ્રાવકના બાર વ્રત લઇને, આઠ દીવસનું નંદીશ્વર વ્રત લઇને આયુષ્યને અંતે મરણ પામીને મહર્ષિક દેવ થઇ, ત્યાંનું સુખ ભોગવીને આયુષ્યને અંતે ભરતક્ષેત્ર વિષે હસ્તિનાપુરમાં ષટ્કર્મ રહિત, દેવપૂજા, ક્ષાયિક સમ્યકતાદિ કરીને અનંતાનુબંધી કષાયાંધ કારણ દૂર કરનારા ધર્મસૂર્ણ- વિમળ નામના વૈશ્યની રતિ કરતાં સ્વરૂપવાન અર્હત્ ભક્તિ કરનારી પવિત્ર સાધ્વી એવી લક્ષ્મિમતિ નામની રાણી હતી. તેને પેટે અરિંજય અને અમિતંજય નામે ભાઈઓ જન્મ્યા. બાપે સાતમે વર્ષે જૈન ઉપાધ્યાય પાસે અમને બંન્નેને અનુયોગાદિ સર્વ શાસ્ત્ર શિખવ્યા. અને બન્નેના વિવાહ કરવાની તૈયારી કરવા લાગ્યા ત્યારે અમે ગૃહસ્થાશ્રમને કેદ સમજીને લગ્ન કીધા નહી. અને નાનપણથી સંયમ ધારી ગુરૂ પાસેથી ઉપદેશ લઇમે બાહ્યાભ્યંતર પરિગ્રહ ત્યાગ કરીને ચાર પ્રકારનાં આવરણ છે તે ચાર વસ્ત્રો કરીને નિરાવર્ણી ભગવતી દીક્ષા લીધી અને નંદિશ્વરવ્રત ધારણ કરીને ચતુર્નિકાય લોકોમાં આવું કઠણ તપ આચરીને ચારણ સિદ્ધિ પામી અમે બન્ન ચારણરુષિ થયા.

હે રાજા ! મારા પર તને સ્નેહ ઉત્પન્ન થવાનું કારણ આ પૂર્વ જન્મનો સંબંધ છે. કેમકે અમે બન્ને પૂર્વે જન્મે તારા ન્હાના ભાઈ હતા, તેથી અમારાપર તને હેત આવ્યું. રાજાએ કહ્યું “ મહારાજ, મને એક સત્ય ધર્મનો ઉપદેશ કરો. ” મુનિરાજે કહ્યું “ રાજા તું પણ હવે નંદીશ્વર વ્રત સહિત સિદ્ધચક્રની પૂજા કર ”

રાજાએ કહ્યું–“ મહારાજ, આ વૃતની વિધિ કેવી રીતની છે તે મને કહો. ” મુનિએ કહ્યું, “ રાજા, આ જંબુદ્વીપમાં

આઠ દ્વીપ છે. ૧. જંબુદ્વીપ, ૨. ધાતકીખંડ, ૩. પુષ્કરવર, ૪. વારણીવર, ૫. ક્ષીરવર, ૬. ઘૃતવર, ૭. ઇક્ષુવર, અને ૮. નંદીશ્વરદ્વીપ, આ નંદીશ્વરદ્વીપમાં પૂર્વે તેર પર્વત, પશ્ચિમે તેર, દક્ષિણે તેર, ઉત્તરે તેર એમ બાવન પર્વત છે. તે પર્વતોમાં એકનું નામ અંજનગીરિ, ચારનું નામ દધિમુખ પર્વત અને આઠનું નામ રતિકર પર્વત, એમ સઘળા તેર પર્વત થયા. ચારે દિશાએ આજ નામના પર્વતો છે અને તે સઘળા મળીને બાવન છે. આ એક પર્વત પર એકેક ચૈત્યાલય છે એમ બાવન ચૈત્યાલય છે. એકેક ચૈત્યાલય સોસો યોજન લંબાઇમાં છે. પાંચ યોજન પહોળાઈમાં અને પંચોતેર યોજન ઉંચાઇમાં છે. સુશોભિત કોટ, વાવો, નાટકશાળાઓ, દરવાજા, પંચવર્ણી રત્નોથી જડીત શોભાયમાન છે. આંગણાંના ચોક રત્નોથી ભરેલાં છે. મધ્યમંડપમાં ગંધકુટીમાં ૧૦૮ રત્નના સિંહાસન છે, તે એકેક સિંહાસન પર, અષ્ટ પ્રાતિહાર્ય ચિહ્નયુક્ત સુશોભિત પાંચશો ધનુષ્ય ઉંચી, તેજમાં સૂર્યચંદ્રને હઠાવનારી એવી વજ્રમણીમય અરિહંત દેવની એકેક પ્રતિમા છે. એવાં ચૈત્યાલયમાં ૧૦૮, ૧૦૮, પ્રતિમા છે. અને તે દ્વીપમાં ચાર દિશામાં ચાર ઉપવન છે. તેઓ લાખ લાખ યોજન ચોરસ લાંબી પોહોળી અને એકેક હજાર ઉંડી એમ એકેક ઉપવનમાં ચાર ચાર વાવો છે. ત્યાં અષાઢ, કાર્તિક, ફાગણ, આ ત્રણ મહિનામાં સુદ અષ્ટમીથી સુદ પુનમ સુધી હમેશ આઠ દહાડા અને ચોંસઠ પહોર ચૈત્યાલયમાં શતેંદ્રાદિ દેવો જિનપ્રતિમાની પૂજા કરે છે. તેમાં મુખ્ય સૌધર્મ સ્વર્ગના દેવ હોય છે, જેમાં ચતુર્નિકાય દેવ છે. દશ પ્રકારના ભવનવાસીદેવ, આઠ પ્રકારના વ્યંત્તર દેવ, પાંચ પ્રકારનાં જ્યોતિષિ દેવ, સોળ પ્રકારના કલ્પવાસી દેવ

હોય છે. હાથી, ઘોડા, સિંહ, સાર્દુલ, ભેંસ, વગેરે દરેકના વાહન હોય છે. મૃદંગ, ઢોલ, પાવા, વીણા, ભેરી, તુતાર વગેરે અનેક પ્રકારના વાજાં વાગે છે. તે અવાજથી દિશાઓ સર્વકાળ ગાજી રહે છે અને સર્વ દેવો પોત પોતાની દેવાંગના પરિવાર સહિત આવી રીતે મહોત્સવ કરીને જિન પૂજા કરવા લાગે છે. પહેલાં સર્વ દેવો સાષ્ટાંગ નમસ્કાર કરીને દંપતીઓ સોનાના ૧૦૦૮ કળશ, તેમાં ક્ષીર સમુદ્રમાંથી પાણી લાવીને જિનેશ્વરનો અભિષેક કરીને જલ, ચંદન, અક્ષત, પુષ્પ, નૈવેદ્ય, દીપ, ધૂપ, ફળ, એમ દિવ્ય અષ્ટદ્રવ્યથી પૂજા કરીને અર્ધ્ય ચઢાવીને જિનેશ્વરના ગુણાનુવાદથી ભરપુર સ્તુતિ હોય તેનો પાઠ કરે છે, તે જય જયકારથી આકાશ ગાજી રહે છે."

મુનિએ કહ્યું–"રાજા, બત્રીસ ઇંદ્ર સહિત ચતુર્નિકાય દેવ આ પ્રમાણે મહોત્સવ કરીને પોતાને ઠેકાણે જાય છે. હે રાજા, આ વિધિ દેવ કરે છે માટે તું પણ કર" રાજાએ કહ્યું–"મહારાજ આની વિધિ કેવી છે તે કહો." મુનિએ કહ્યું "અષાઢ, કાર્તિક, ફાગણ, આ ત્રણ મહીનામાં સુદ આઠમથી વ્રત શરૂ કરવું. પહેલા સાતમને દહાડે નાહીને અષ્ટદ્રવ્યથી જિનેંદ્રની પૂજા કરીને તે દિવસે ગુરૂ પાસે આ વ્રત લઇને એકાસણું કરવું. સાતમથી બ્રહ્મચર્ય વ્રત પાળીને જમીન પર સુઈ રેહેવું, શાકભાજીનો ત્યાગ કરવો. આઠમને દહાડે અપવાસ કરીને રાત્રે ધર્મધ્યાનની ભાવના કરવી.

આઠમને દહાડે સવારના ન્હાઇને જિન મંદિરમાં અષ્ટ દ્રવ્ય લઈને મંડપ રચના કરવી અને તેમાં પાંચ મેરુની સ્થાપના કરીને તે સર્વ મેરૂ ઉપર સર્વ આસંમતાત પ્રતિમા

સ્થાપવી. જિન પ્રતિમાનો અભિષેક કરીને જળ ચંદન આદિ અષ્ટદ્રવ્યથી પૂજા કરીને અર્ધ્ય ચઢાવવો, ત્રણ પ્રદક્ષિણા કરી મહાઅર્ધ્ય ચઢાવી ચોવીસ તીર્થંકરની જય માલા ભણવી. અને ક્રિયા પાઠ કરીને જે જે ભવ્ય જીવો નંદીશ્વરવ્રત કરીને સ્વર્ગે ગયા ગયા છે તેમની કથા સાંભળીને જાગરણ કરવું. ૧૦૮ લવંગ લઈને ૐ **હ્રીં નંદીશ્વરસંજ્ઞાય નમઃ** આ મંત્રના ૧૦૮ જપ દેવા.

આ આઠમના વ્રતથી દશલાખ અપવાસનું ફળ મળે છે. નોમને દહાડે જિનેશ્વરની પૂજા કરીને આઠમે જેટલી ક્રિયા કીધી તેટલી કરવી અને ૐ હ્રીં **અષ્ટમહાવિભૂતિ-સંજ્ઞાય નમઃ** આ મંત્રના ૧૦૮ જપ દઈને પારણું કરવું એટલે આ દિવસના વ્રતથી દશ હજાર અપવાસ કર્યાનું પુણ્ય મળે છે. દશમને દીવસે પહેલા પ્રમાણે સર્વ ક્રિયા કરીને ફક્ત પાણી ને ભાત ખાવાં. એને કાંજીઆહાર કહે છેઃ ૐ **હ્રીં ત્રિલોકસાગરસંજ્ઞાય નમઃ** આ મંત્રના ૧૦૮ જાપ દેવા. આ દિવસના વ્રતનું સાઠ લાખ અપવાસ કર્યાનું ફળ મળે છે.

અગીઆરસને દહાડે ત્રણ કાળ સિદ્ધ ચક્રની પૂજા કરીને આગળ પ્રમાણે સર્વ ક્રિયા કરવી. ૐ હ્રીં ચતુર્મુખ-સંજ્ઞાય નમઃ આ મંત્રના ૧૦૮ જાપ દઈને અલ્પ આહાર લેવો. આને અવમોદર્ય અથવા ઉનોદર કહે છે. આ દિવસના વ્રતથી પચાસ લાખ અપવાસનું ફળ મળે છે.

બારસને દહાડે પહેલાં પ્રમાણે સર્વ ક્રિયા કરીને એકા-સણું કરવું અને ૐ હ્રીં **પંચમહાલક્ષણસંજ્ઞાય નમઃ** આ મંત્રના ૧૦૮ જપ દેવા. આ દિવસનાં વ્રતથી ૮૪ (ચોર્યાસી) લાખ અપવાસનું ફળ મળે છે.

તેરસને દહાડે સિદ્ધ ચક્રની પૂજા કરીને સર્વ ક્રિયા કરવી અને આમલીનું પાણી ને ભાત ખાવા. અને ॐ ह्रीं **સ્વર્ગસોપાનસંજ્ઞાય નમઃ** આ મંત્રના ૧૦૮ જપ દેવા. આ વ્રતને લીધે ૪૦ લાખ અપવાસનું ફળ મળે છે. ચૌદસને દહાડે પહેલા પ્રમાણે ક્રિયા કરીને ત્રણ શાક શુદ્ધ હોય તે કરીને ભાત સાથે ખાવાં અને પુનેમને દહાડે આગળ પ્રમાણે ક્રિયા કરીને અપવાસ કરવો. અને ॐ ह्रीं **ઇંદ્રધ્વજસંજ્ઞાય નમઃ** જપનો ૧૦૮ વાર જપ કરીને પૂજા કરવી. આ દીવસના ઉપવાસથી ત્રણ કરોડ પાંચ લાખ અપવાસનું ફળ મળે છે. પડવાને દહાડે જિનેંદ્ર પૂજા કરીને આહાર દાન, અભયદાન, ઔષધદાન, તે શાસ્ત્રદાન એમ ચાર પ્રકારનાં દાન આપવાં. ચાર પ્રકારના સંઘોને ઇચ્છિત ભોજન જમાડીને તૃપ્ત કરવા અને પોતે પણ પારણું કરવું."

મુનિએ કહ્યું–"હે રાજા, હજુ આ વ્રતનો મહિમા હું તને કહું છું તે સાંભળ. જે પુરૂષ આ વ્રત વિધિ પૂર્વક ત્રણ વર્ષ કરશે તેને સ્વર્ગ મળશે. અને ત્યાંનું સુખ ભોગવીને આખરે નિર્વાણ પદ ( મોક્ષ ) પામશે. અને જે પાંચ વર્ષ સુધી વ્રત પાળશે, તે પુરૂષ સાત જન્મે મોક્ષ પામશે અને જે સાત વર્ષ સુધી પાળશે તે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવની યોગ્યતા મેળવીને તેજ જન્મે મોક્ષે જશે. હે રાજા, આ વ્રત અનંતવીર્યે અને અપરાજિતે યથા વિધિ પાળ્યું તેથી તે બન્ને ચક્રવર્તી થયા અને વિજયકુમારે આ વ્રત આચર્યું, તેને લીધે તે ચક્રવતીંનો સેનાપતિ થયો. આગલે જન્મે જરાસંઘે આ વ્રત કર્યું તે પ્રતિનારાયણની પદવીએ પોંહોંચ્યો, જયકુમાર અને સુલોચનાએ પણ આ વ્રત કીધું તેથી તે

ગૃહસ્થાશ્રમમાંજ રહીને અવધિજ્ઞાની થયાં અને ભગવાન ઋષભદેવના બોહોતેરમાં (૭૨) ગણધર થયા. જયકુમાર નિર્વાણપદ પામ્યા અને સુલોચના આર્જિકાની દીક્ષા લઇને તપાચરણથી સ્ત્રીલીંગ છેદીને સ્વર્ગે મહર્ષિક દેવ થઇ. આ નંદીશ્વર વ્રતનો બાકીનો મહિમા આપણી હજારો જીભથી વર્ણવીએ તોપણ વર્ણવી શકાય નહી. આ વ્રત ત્રણ, પાંચ, કે સાત વર્ષ સુધી પાળીને ઉદ્યાપન કરવું. એની વિધિ કહું છું. આ વ્રતનું ઉદ્યાપન કીધાથી નવું દેહરૂં બંધાવી તેપર કળશ ચઢાવ્યા જેટલું પુણ્ય લાગે છે. અથવા બધા મિત્રાદિ સર્વ સંઘને મિષ્ટ ભોજન જમાડયા જેટલું પુણ્ય લાગે છે. તેટલા માટે વ્રત કરીને ઉદ્યાપન કરવુંજ જોઇએ. તેની વિધિ સાંભળ. ચોવિસ તીર્થંકરની પ્રતિમા નવી કરાવીને યથા વિધિ તેની પ્રતિષ્ઠા કરવી. એ કરવાની શક્તિ ન હોય તો શક્તિ પ્રમાણે શાંતિ હોમ કરવો. અને ૮ કળશ, ૮ ચમ્મર, ૮ ઝાલર, ઝારી, ૮ ધુપદાના, ૮ પુસ્તક, ૮ ચંદરવા એમ સર્વે આઠ આઠ ઉપકર્ણો કરીને જિનમંદિરમાં મુકવાં. અને આહારદાન, અભયદાન, ઔષધ દાન, શાસ્ત્રદાન એમ ચાર દાન દેવાં અને ચાર સંઘને જમાડીને ચતુર્વિધ પૂજા કરીને શાસ્ત્ર સાંભળવું. જેની આટલું કરવાની શકિત ન હોય તેણે વ્રત બેવડવું."

આ પ્રમાણે અરિંજયમુનિનું ભાષણ સાંભળીને ચક્રવર્તીરાજા હરિસેન તે ચારણ ઋષિને પગે વારંવાર સાષ્ટાંગ નમસ્કાર કરવા લાગ્યો અને તેનીજ પાસેથી નંદીશ્વર વ્રત લીધું. પછી રાજાએ વિધિ પૂર્વક ભાવ સહિત કેટલાક વર્ષ સુધી આ વ્રત પાળ્યું. પછી લાંબા વખત સુધી રાજ્ય કીધું. ને

ધડપણે સંસાર છોડી, પુત્રને રાજ્યાધિકાર સોંપી, અરિંજયમુનિ પાસે યત્યાચાર ઉપદેશ સાંભળી, બ્રાહ્યાભ્યંતર પરિગ્રહનો ત્યાગ કરીને ભગવતી દીક્ષા લીધી. પછી બાહ્ય છ પ્રકારના તપ, ને અભ્યંતર છ પ્રકારના તપ એમ બાર પ્રકારના તપાચરણ કરી ચાર ઘાતિયા કર્મનો નાશ કરીને કેવળજ્ઞાન પામ્યાં. પછી આયુષ્યમાંના ચાર અઘાતિયા કર્મનો નાશ કરીને મુક્તિપદ પામ્યા.

આ કથા કરનાર કહે છે કે હમણાં પણ જે પુરૂષ આ નંદીશ્વર વ્રત વિધિ પ્રમાણે ભાવપૂર્વક પાળશે તે હરિસેન ચક્રવર્તી રાજા માફક પરં અવિનાશી સ્વાભાવિક સંપદા પામીને મોક્ષે જશે.

આ પ્રમાણે શ્રી અષ્ટાન્હીક વ્રત કથા પૂર્ણ થઈ.

(૧૦)

# શ્રી ષોડશકારણ (સોલહકારણ) વ્રત કથા.

જે સોળ ભાવનાથી તીર્થંકર પદનો બંધ પડે છે, તે દર્શનવિશુદ્ધિ વગેરે ભાવનાનું વર્ણન, અને આ ષોડશ કારણ વ્રત યથોક્ત રીતે પાળીને તીર્થંકર પદ પામીને મોક્ષે જવાય તેની કથા નીચે પ્રમાણે છેઃ–

આ જંબુદ્વીપમાંના ભરતક્ષેત્ર વિષે મગધ નામનો દેશ છે. એ દેશમાં રાજગ્રહી નામે શેહેર છે, ત્યાં હેમપ્રભ નામે રાજા રાજ્ય કરતો હતો. તેની પત્નિ વિજયા ઘણી શીલવાન હતી. તેના ચાકરનું નામ મહાશર્મા હતું અને તેની (ચાકરની) સ્ત્રીનું નામ પ્રિયવંદા હતું. તેને પેટે એક કાળભૈરવી

નામે ઘણી કદરૂપી છોકરી અવતરી. તેનું માથું મોટું હતું તેના હાથ પગ લાકડી જેવા સુકા હતા, આંખ લાલ હતી અને અવાજ ગધેડા જેવો કઠોર હતો. પેટ ગાગર જેવું, હોઠ જાડા, દાંત મોટા ને લાંબા હતા. આવી તે વિદ્રુપ કદરૂપી હતી, અને તેનામાં એકે ગુણ ન હોતો.

આવી છોકરીને જોઈને ચાકર તથા તેની સ્ત્રી અંતઃકરણમાં બહુ દુઃખી થતાં હતાં. કેટલાક દીવસ ગયા બાદ એક મતિસાગર નામના ચારણમુનિ આહાર માટે તેને ઘેર આવ્યા. તેને સારી રીતે આહાર આપીને, મુનિ નિશ્ચિંત થયા પછી કંઇ પ્રશ્ન કરવો એવા હેતુથી, તે ચાકર મુનિ સામે હાથ જોડીને ઉભો રહ્યો, અને ઘણી નમ્રતાથી પુછવા લાગ્યો કે " મહારાજ, આ મારી છોકરી આવી કદરૂપી શા કારણથી જન્મી છે, તે કૃપા કરીને કહો ? "

એ સાંભળીને મુનિએ કહ્યું–"પૂર્વ જન્મના અશુભ કર્મને લીધે તે આવી જન્મી છે, તે કથા કહું છું તે સંભળ." " પેહેલાં માળવાદેશમાં ઉજ્જયની નામે શહેર હતું. તે ઉજ્જયની નગરીમાં મહિપાળ નામનો રાજા રાજ્ય કરતો હતો. તેની સ્ત્રી વેગવતી કરીને હતી. તેને પેટે વિશાલાક્ષી નામે છોકરી થઈ. તે બહુજ ખુબસુરત હતી, તે રાજકન્યા હતી. ઉત્તમ સ્વરૂપવાન હોવાને લીધે નાનપણમાં તેને ઘણું અભિમાન આવ્યું. તેનામાં એકે સારો ગુણ ન હતો. એક દહાડે તે દિવાનખાનાને મોહોડે જોતી બેઠી હતી, તેવામાં જ્ઞાનસૂર્ય નામે કોઈ મુનિ તેને ઘેરથી ભાવના લઈને બહાર નિકળ્યા, તે તે મુનિને જોઈને ખુશી થઈ. અને તેના શરીરપર ખડકીમાંથી થૂંકી. મુનિ મનમાં ક્ષમા ધારણ કરીને

આગળ ચાલતા થયા. આ છોકરીનું ઉન્મત્તપણું જોઈને તે પુરોહિત તેના પર ઘણો ગુસ્સે થયો, અને પાણીથી તે મુનિનું શરીર તેણે ધોઈ નાખ્યું, અને ઘણી નમ્ર ભક્તિથી મુનિની સેવા ચકરી કરવા લાગ્યો. આ જોઈને છોકરી ઘણી શરમાઈ ગઈ અને પોતે નીચ કામ કીધું તેની તેને સમજ પડી. પછી તેણે જઈને મુનિને નમસ્કાર કીધા. મુનિએ તેને કંઈ ધર્મોપદેશ દીધો. પછી કેટલેક દિવસે તે મરી ગઈ. અને મહાશર્મા નામનો જે પુરોહીત તું, તેને પેટે જન્મી. પૂર્વનું પાપ ભોગવ્યા વિના છુટકો નથી, તોપણ સમ્યક્ ધર્મ ધારણ કીધાથી તે ફીટશે. આગળના પાપને લીધે આ આવી કદરૂપી થઈ. જો આ સોળેકારણ વ્રત લે તો આ પાછી સ્વરૂપવાન થઈ સ્ત્રીલીંગ છેદી મોક્ષે જશે.

આ સંભળીને આ ભૈરવીએ સોળે કારણ વ્રત લેવાને માની પાસે પ્રાર્થના કરી. પછી મુનિએ વ્રતની વિધિ કહેવા માંડી. મુનિએ કહ્યું "શ્રાવણ વદ ૧ થી બત્રીસ (૩૨) દીવસ સુધી એક દહાડો અપવાસ અને એક દહાડો એકાસણુ એ પ્રમાણે કરવું. આ દિવસોમાં પ્રપંચ નહીં. કરવો. તથા આરંભ છોડવો. જમણમાં લાલ ચીજ ખાવી નહીં. જમણની ગણતરી કરવી, જમીનપર સુવું અને સોનાનું, ચાંદીનું, તાંબાનું અથવા પીતળનું એક સોળ કોઠાનું યંત્ર તૈયાર કરાવીને તેમાંના દરેક કોઠામાં એકેક ભાવના નીચે લખ્યા પ્રમાણે સમજીને ભણવી અને આચરણ પણ તે પ્રમાણે રાખવા. તે સોળ ભાવનાનું વર્ણનઃ—

**૧. દર્શન-વિશુદ્ધિઃ**—અર્હત્ પરમેષ્ટિએ કીધેલા ઉપદેશ પ્રમાણે જે નિર્ગ્રંથ લક્ષણ મોક્ષ માર્ગ, તે ઉપર રૂચિ,

પ્રતીતિ, અથવા શ્રદ્ધા હોવી, તેને દર્શન કહીએ. આ દર્શન નિર્દોષ હોય એટલે તેને દર્શનવિશુદ્ધિ એમ કહે છે. દર્શન વિશુદ્ધિના આઠ અંગ છેઃ— ૧. નિઃશંકિત્વ, ૨. નિઃકાંક્ષિત્વ, ૩. નિર્વિચિકિત્સા, ૪. અમૂઢદષ્ટિત્વ, ૫. ઉપગૂહન, ૬. સ્થિતિકરણ, ૭. વાત્સલ્ય અને ૮. પ્રભાવના. હવે દરેક અંગના લક્ષણ નીચે પ્રમાણેઃ—કોઈ પણ ભય આવ્યો હોય તોપણ ધર્મપરની શ્રદ્ધા જરા પણ છોડવી નહીં અને સર્વજ્ઞએ કીધેલા ઉપદેશમાં સત્યતા છે, અથવા જુઠાપણું નથી એવી શંકા નહીં રાખવી તેને નિઃશંકિત્વ કહે છે. આ લોકમાં અને પરલોકમાં વિષય ભોગની ઇચ્છા ન રાખવી અને અન્ય મતમાં કંઈ લૌકિક ચમત્કાર જોઈને તે મતની ઈચ્છા ન કરવી અથવા ગમે તેવો કઠણ વખત આવે તોપણ કંઇ લાલચથી લલચાઇને ધર્મપરની શ્રદ્ધા નહીં છોડવી તેને નિઃકાંક્ષિત્વ કહે છે. શરીર વગેરે અશુદ્ધ પદાર્થોને મિથ્યા સંકલ્પોથી શુદ્ધ ન માનવું અને અર્હત્પરમેષ્ટીના ઉપદેશમાં ફલાણીવાત ઘણીજ કઠણ છે, તે જો ન હોય તો બાકીનું બધું ઠીક છે એવી અશુભ ભાવના ન કરવી તેને નિર્વિચિકિત્સા કહે છે. અનેક પ્રકારના મિથ્યામતો અથવા પક્ષપાતના સિદ્ધાંતો તત્વસ્વરૂપ જેવાજ બહારથી દેખાય છે, તેમાં પરીક્ષાની નજરથી વિચાર કરીને યુક્તિનો અભાવ હોઇને ખોટાને ખોટું માનવું અને ખરાને ખરૂં માનવું, તેને અમૂઢદષ્ટિત્વ કહે છે. ઉત્તમ ક્ષમા વગેરે ગુણોથી આત્મામાં ધર્મની વૃદ્ધિ કરવી તેને ઉપબૃંહણ કહે છે. આનું નામ ઉપગૂહન પણ છે એટલે સાધર્મી લોકોને કર્મના ઉદયથી કંઇ દુર્ગુણ લાગેલા હોવાથી તેને ઉપદેશ દઈને તે છોડવવા અને જે રીતે ધર્મ માર્ગની ચેષ્ટા નહીં થાય એવી રીતે તેને સમજાવવું એને ઉપગૂહન

કહે છે. કષાય વગેરે કર્મના ઉદયથી પોતાને અથવા બીજાને ધર્મ છોડવાની ઇચ્છા થાય તે વખતે સ્વધર્મમાંથી ખસવા ન દેવા વિષે પ્રયત્ન કરવો તેને સ્થિતિકરણ કહે છે. ધર્મ વિષય અને ધાર્મિક જીવોપર અતિશય પ્રીતિ હોવી અને પરમ્ વાત્સલ્ય ભાવ હોવો તેને વાત્સલ્ય કહે છે. સમ્યક્દર્શન, સમ્યક્જ્ઞાન, અને સમ્યક્ચારિત્ર આ રત્નત્રયોથી પોતાના આત્માને સુશોભિત કરવો. અને મોટા મોટા દાન દઈને ઘોર તપ કરીને જિન પૂજા, પ્રતિષ્ઠા, વિદ્યા, મંત્ર ઈત્યાદિ અતિ-શય આશ્ચર્ય કારક ધર્મકૃત્ય કરીને ધર્મમાર્ગને ઉત્તેજન આપવું, કે જે જોઈને લોકોની ધર્મશ્રદ્ધા બેસે, આમ કરવું તેને પ્રભાવના કહે છે, આ પ્રમાણે સમ્યક્દર્શનના દોષ ટાળીને પોતે આઠ અંગથી સુશોભિત થવું, તેને દર્શન વિશુદ્ધિ કહે છે.

**૨. વિનય સંપન્નતાઃ**—સમ્યક્જ્ઞાનાદિ જે મોક્ષનાં સાધનો છે તેનો અને સમ્યક્ જ્ઞાન ઉત્પન્ન થવાનાં જે કારણો એટલે ગુરુ અથવા શાસ્ત્ર ઈત્યાદિનો આપણે યથાયોગ્ય આદરસત્કાર કરવો તેને વિનય-સંપન્નતા કહે છે. તેમજ કષાયોને રોકવા તેને પણ વિનયસંપન્નતા કહે છે.

**૩. શીલ વ્રતેષ્વનતિચારઃ**—અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, અને પરિગ્રહત્યાગ વગેરે વૃતોનું અને આ વૃતોનું સંરક્ષણ કરવાવાળા ક્રોધાદિક વર્જનાદિ શીલ તેને પોતાની યોગ્યતાનુસાર કાયા, વાચા, મનને દોષ ન લગાડવો તેને શીલ વ્રતેષ્વતિચાર એમ કહે છે.

**૪. અભીક્ષ્ણજ્ઞાનોપયોગઃ**—મતિ, શ્રુતિ [illegible] જે પાંચ જ્ઞાનો તે સર્વના પ્રત્યક્ષ અને પરોક્ષ પ્રમાણોનાં [illegible] સમજવાં જેથી આપણું અજ્ઞાન નાશ થાય, છોડવા જેવી

વસ્તુનો ત્યાગ કરવો, ગ્રહણ કરવા જેવી વસ્તુ ગ્રહણ કરવી. અને આ સર્વનું ફળ વીતરાગપણાની સિદ્ધિ છે. આવી જ્ઞાન-ભાવનાવિષય તરફ હમેશ પોતાનું ધ્યાન રાખવું તેને અભીક્ષણુ-જ્ઞાનોપયોગ કહે છે.

**૫. સંવેગ:**—આ સંસારમાં શરીર સંબંધી અને માનસિક અનેક પ્રકારનાં દુ:ખો છે. તરેહ તરેહનાં દુ:ખો ભોગવવાં પડે છે. ઈચ્છિત વસ્તુ નહીં મળવાથી અને અણુધારેલી ચીજો સાથે પ્રસંગ પડવાથી ઘણી વ્યાકુળતા થાય છે. આ સમજીને આ દુ:ખને લીધે સંસારથી બ્હીવું તેને સંવેગ કહે છે.

**૬. શકિતસ્ત્યાગ:**—આપણી શકિત પ્રમાણે ચાર પ્રકારના દાનમાંથી જે જે પાત્રને જરૂરનું હોય તેને આપવું તેને ત્યાગ કહે છે. તેમાં પણ વધારે વિચાર એટલોજ કે આહાર દાન આપવું તે, તે પાત્રને તે દિવસને માટેજ ઉપયોગી થાય છે, અભયદાન અથવા ઔષધદાન તે તેના જન્મ સુધીજ ઉપયોગી થાય છે. અને સમ્યક્‌જ્ઞાન દાન ( શાસ્ત્ર દાન ) તે અનેક લક્ષાવિધિ જન્મનું દુ:ખ દૂર કરનાર થાય છે.

**૭. તપ:**—આ શરીર દુ:ખનું મૂળ છે, નાશવંત છે. અને અપવિત્ર છે, તેને આપણી ઇચ્છા પ્રમાણે માત્ર પોષવું એ વાજબી નથી. જો કે તે અપવિત્ર છે તોપણ તેની મદદથી અનેક સદ્‌ગુણ ગ્રહણ કરી લેવાના છે માટે તેને વિષય સુખ તરફ નહીં દોરતાં (લગાડતાં) આપણા વાસ્તવિક સુખ તરફ લગાડવું. આપણી શક્તિ પ્રમાણે ધર્મ માર્ગે વિરોધ ન આવે એવી રીતે કાયક્લેશ કરવો તેને તપ કહે છે.

**૮. સાધુ સમાધિ:**—અનેક વ્રત શીલોને ધારણ કરનારા જે મુનિ તેને કંઇ કારણથી વિઘ્ન આવે તો તે દૂર

કરવો તે મોટું ઉપકારનું કામ છે. જેમ એક ઘરમાં જ્યાં અનેક વસ્તુનો ભંડાર છે, ત્યાં આગ લાગી હોય તેને હોલવવી તે મોટું ઉપકારનું કામ છે, તેવું આ સાધુ સમાધિ છે.

**૯. વૈયાવૃત્યઃ**—જે ગુણવાન સાધુ લોક હોય તેને કંઈ કારણથી દુઃખનો પ્રસંગ આવે તો તે નિર્દોષ ઉપાયોથી દૂર કરવો તેને વૈયાવૃત્ય કહે છે.

**૧૦. અર્હદ્ભક્તિ:**—સર્વ કેવળી તરફ મન, વચન, કાયા કરીને શુદ્ધ ભાવથી જે અનુરાગ હોવો તેને અર્હદ્ભક્તિ કહે છે.

**૧૧. આચાર્ય ભક્તિ:**—શ્રુતિજ્ઞાન યુક્ત જે આચાર્ય તેની તરફ મન, વચન, કાયા કરીને શુદ્ધ ભાવ હોવો તેને આચાર્ય ભક્તિ કહે છે.

**૧૨. બહુશ્રુત ભક્તિ:**—આપણા મતના અને અન્યમતના શાસ્ત્રો જોઇને તે વિષે નિર્ણય ઠરાવનાર અને પરોપકાર વિષે જીતનાર જે બહુશ્રુત ઉપાધ્યાય તે વિષે મન, વચન કાયાએ કરીને શુદ્ધ ભાવથી ભક્તિ હોવી તેને બહુશ્રુત ભક્તિ કહે છે.

**૧૩. પ્રવચન ભક્તિ:**—મોક્ષે જવાનો રસ્તો દેખાડનારા અને જેના અભ્યાસ શિવાય મોક્ષ માર્ગના પગથીઆ ચઢતાં આવડે નહીં એવાં જે ધર્મ શાસ્ત્ર તે વિષે મન, વચન, કાયાએ કરીને ભક્તિ હોવી તેને પ્રવચન ભક્તિ કહે છે.

**૧૪. આવશ્યકા પરિહાણિ:**—છ આવશ્યક-૧. સામાયક, ૨. પ્રતિક્રમણ, ૩. પ્રત્યાખ્યાન, ૪. સ્તવન, ૫. વંદના, અને ૬. કાયોત્સર્ગ. ચિત્તને એકાગ્ર કરીને સર્વ પાપ પ્રવૃત્તિ છોડીને અંતઃકરણને જ્ઞાન વધારવામાં રોકવું તેને સામાયક

કહે છે. પેહેલાં આપણાથી દોષ થયો હોયા તેનું સ્મરણ કરીને પ્રશ્ચાત્તાપ કરવો તેને પ્રતિક્રમણ કહે છે. હવે પછી હું મારાથી દોષ થવા દઇશ નહીં એમ કહીને દોષનો ત્યાગ કરવો તેને પ્રત્યાખ્યાન કહે છે.

તીર્થંકરના પવિત્ર ગુણોની કીર્તિ ગાવી તેને સ્તવન કહે છે. બે આસન, ચાર શિરોનતિ અને બાર આવર્તન, મન, વચન, કાયા શુદ્ધ રાખીને કરવું તેને વંદના કહે છે. અમુક વખતની મર્યાદા બાંધીને તેટલા વખત સુધી શરીર પરની મમતા છોડવી તેને કાયોત્સર્ગ કહે છે. આ પ્રમાણે છ આવશ્યક વખત નહીં ચૂકતાં પાળવાં તેને આવશ્યકા-પરિહાણિ કહે છે'

**૧૫. માર્ગ પ્રભાવના:**—આપણા સર્વજ્ઞના કહેલા જ્ઞાનનો એટલો બધો પ્રકાશ કરવો કે તે જોઈને અન્યમતી લોકોને ઘણી નવાઈ લાગે. તેમજ કઠણ તપશ્ચરણ કરવું અને ભવ્ય જીવોના અંતઃકરણ પ્રફુલ્લિત થાય એવા પ્રકારની જીનેંદ્રપૂજા કરવી વગેરે આશ્ચર્ય કારક કામ કરવાં તેને માર્ગ પ્રભાવના કહે છે,

**૧૬. પ્રવચન વાત્સલ્ય:**—જેમ ગાયને પોતાના વાછરડા ઉપર પ્રેમ હોય છે અને વાછરડું જ્યારે નજરે પડતું નથી ત્યારે પણ તે તેને ભુલતી નથી, તેજ પ્રમાણે ધાર્મિક લોક વિષે અકૃત્રિમ સ્નેહ રાખવો તેને પ્રવચનવાત્સલ્ય કહે છે.

આ પ્રમાણે આ સોળ ભાવના એકત્ર ચિંતવવાથી અથવા સમ્યક્દર્શન વિશુદ્ધિ સહીત જુદી જુદી ચિંતવવાથી તીર્થંકર નામ કર્મનો આશ્રવ થાય છે. આ સોળ ભાવના સોળ કોઠા-માં લખીને તે યંત્રની એક મહીના સુધી અષ્ટ દ્રવ્યથી પૂજા

કરવી અને તેટલા વખત સુધી શીલવૃત પાળવું. આ વ્રત શ્રાવણ મહીનાથી કરવું એમ કહ્યું છે. તેમજ મહા માસમાં તથા ચૈત્રમાં પણ કરવું. આ પ્રમાણે સોળ વર્ષ સુધી કરવું.

પછી ઉદ્યાપન કરવું તે વખતે ચાર પ્રકારનાં સંઘને દાન આપવું. સોળ, સોળ ઉપકર્ણો જિનાલયમાં મૂકવાં. જો ઉદ્યાપન કરવાની શક્તિ ન હોય તો વ્રત બેવડા દીવસ કરવું." આ પ્રમાણે મુનિને મોઢે વ્રતની વિધિ સાંભળી તે છોકરીએ સોળે કારણનું વ્રત લીધું. અને તે યથાવિધિ પાળીને આખરે ઉદ્યપાન કીધું. પછી તે મરણ પામીને સ્રી લીંગ છેદીને સોળમાં અચ્યુત સ્વર્ગમાં દેવ થઈ. ત્યાં દેવી સાથે બાવીસ સાગર વર્ષ સુધી સુખ ભોગવીને ત્યાંથી તે જીવ જઈને મધ્ય લોકમાં જંબુદ્વીપમાં વિદેહ ક્ષેત્ર છે, ત્યાં અમરાવતી નામે દેશ છે તેમાં ગંધર્વ નામે શહેરમાં ત્યાંના રાજા શ્રીમંદીર તેની રાણી માહાદેવી પેટે જીવંધર નામનો મોક્ષગામી છોકરો થયો, પછી તેણે દીક્ષા લઇને તપશ્ચરણ કીધું. અને શુકલધ્યાનના યોગે તેને કેવળ જ્ઞાન થયું. બાર સભા સહીત સમોસરણમાં બેસીને તેણે ભવ્ય જીવોને બોધ કીધો. અને ઘાતિયા કર્મનો નાશ કરીને સિદ્ધ પદ પામ્યો. આ પ્રમાણે જેટલા તીર્થંકર થયા છે તે સર્વેએ આ સોળ ભાવના પાળી છે અને તે તીર્થંકર પદ પામ્યા છે.

આ કથા મહતિસાગર સ્વામીએ રચેલા મરાઠી છંદ-કથામાંથી લીધી છે.

આ પ્રમાણે ષોડશ કારણ વ્રત કથા પૂર્ણ થઈ.



(૧૧)

## અથ રવિવાર વ્રત કથા.

કાશી દેશમાં વણારસી નામે શેહેર છે, જેને હાલમાં બનારસ કહે છે ત્યાં પૂર્વે મહિપાલ નામનો રાજા રાજ્ય કરતો હતો. તેજ શેહેરમાં મતિસાગર નામે એક કોટયાધિશ સાહુકાર રેહેતો હતો, તેની ગુણસુંદરી નામે સ્ત્રી હતી તે ઘણી ધર્માત્મા હતી. અને તેને પેટે સાત છોકરાં હતાં, તેમાંના છ જણનાં લગ્ન થયાં હતાં અને સાતમો ગણધર નામે ન્હાનો હતો. તે વિદ્યાભ્યાસ કરતો હતો. કોઈ એક વખત શેહેર પાસેના વનમાં એક ગુણસાગર નામે મુનિ આવ્યા. આ સાંભળી રાજા શેહેરની સર્વ પ્રજાને લઈને મુનિના દર્શન કરવા ગયા. મુનિને નમસ્કાર કર્યા પછી મુનિએ સદ્ધર્મવૃદ્ધિરસ્તુ કહીને આશીર્વાદ આપ્યો. મુનિને મોઢે ધર્મોપદેશ સાંભળ્યા પછી તે સાહુકારની સ્ત્રી ગુણસુંદરી હાથ જોડીને ઘણી નમ્રતાથી કેહેવા લાગી કે મહારાજ, મને કંઈ વ્રત આપો.

મુનિએ કહ્યું—"શ્રાવકોના બાર વ્રત તમને કહું છું તે સાંભળો. હિંસા કરવી નહી. જુઠું બોલવું નહી, પરિગ્રહ રાખવો નહી. વ્યભિચાર કરવો નહી અને અમર્યાદ (ઘણોજ બેહિસાબ) પરિગ્રહ રાખવો નહી. આવા આ પાંચ અણુવ્રત છે. દિગ્વ્રત, દેશવ્રત અને અનર્થદંડ આ ત્રણ ગુણવ્રત છે. સામાયક, પ્રોષધોપવાસ, ભોગોપભોગપરિમાણ, અને અતિથિસંવિભાગ, એવા ચાર શિક્ષાવ્રત છે. આમ બાર પ્રકારનાં શ્રાવકનાં વ્રત છે, તે તમે પેહેલાં પાળો અને દેવગુરૂ શાસ્ત્રની પૂજા કરો."

આ સાંભળીને તે ફરીથી પૂછવા લાગી કે મહારાજ, "વળી બીજું કંઈ વ્રત આપો." ત્યારે મુનિએ કહ્યું–"તમે રવીવાર વ્રત લો. એની વિધિ નીચે પ્રમાણે છે:–અષાઢ મહિનાના સુદ પક્ષના પેહેલા રવીવારથી નવ રવીવાર થાય ત્યાં સુધી આ વ્રત કરવું. આ દરેક રવીવારે પાર્શ્વનાથ સ્વામીની પ્રતિમાની અભિષેક યુકત અષ્ટદ્રવ્યથી પુજા કરવી. તે દિવસે પાપનો આરંભ અથવા પ્રપંચીકામ છોડીને ધર્મ માર્ગમાં ધ્યાન લગાડવું. આ વ્રત નવ વર્ષ સુધી કરવું. પેહેલે વર્ષે આ નવ રવિવારના નવ અપવાસ કરવા, બીજે વર્ષે લુખો મીઠા વગરનો ભાત ને પાણી ખાવા. ત્રીજે વર્ષે મીઠા શિવાય ખાવું. ચોથે વર્ષે એક કડછી ખીચડી ખાવી. પાંચમે વર્ષે મીઠા વગર ખાખરા–સેકેલી રોટલી ખાવા. છઠે વર્ષે મીઠા વગર દંહી ભાત ખાવાં, સાતમે તથા આઠમે વર્ષે મગ ને રોટલા ખાવા. અને નવમે વર્ષે સર્વે ચીજ પેહેલાં જેટલી જોઈએ તેટલી લઈને ખાવી–બીજી વખત લેવી નહી, તેમજ છાંડવી પણ નહી.

આ પ્રમાણે નવ વર્ષ સુધી કરવું. અને એક વિધિ એવી પણ છે કે બધા રવીવાર અપવાસથી કરવા એમ એક્યાસી અપવાસ કરવા અથવા મીઠું છોડીને એક્યાસી ભોજન કરવાં. અથવા એક્યાસી એકાસણાં કરવાં. નવ વિધિ ભક્તિથી દાન આપવું. આ પ્રમાણે વ્રત પુરૂં થાય એટલે ઉદ્યાપન કરવું તે વખતે નવ નવ ઉપકરણો લાવીને (પાંચ ખુણી સાતીયો) ભરીને જિન પ્રતિમાની અષ્ટદ્રવ્યથી પૂજા કરવી. મુનિ, આર્જિકા, શ્રાવક, શ્રાવિકા એમ ચાર પ્રકારના સંઘને ચાર જાતનાં દાન દેવાં. આ પ્રમાણે ઉદ્યાપન કરવાની શક્તિ ન હોય તો વ્રત બેવડવું."

આ પ્રમાણે મુનિને મોઢે વ્રતની વિધિ સાંભળીને તેણે વ્રત લીધું અને ઘેર આવીને પોતાના પતિને તેમજ પુત્રોને આ વ્રત લીધાની વાત કરી. તે સાંભળીને તે સાહુકારો અને ઘરના માણુસોએ આ વ્રતની નિંદા કીધી, તેને લીધે તરતજ તેમને દરિદ્ર પ્રાપ્ત થયું. તે દરિદ્રની પીડાથી છોકરા ઘણા અકળાયા અને પોતાના મા બાપને કેહેવા લાગ્યા કે "અંહીઆં હમારૂં પેટ ભારાતું નથી, તેથી કોઈ પરદેશમાં પેટ ભરાય એવે ઠેકાણે જઈએ છઈએ" આ પ્રમાણે કહીને બધા છોકરાઓ પત્નિ સહિત નીકળ્યા. અને સાકેત નામના શેહેરમાં (અયોધ્યામાં) જીનદત્તને ઘેર આવીને રહ્યા. ત્યાં કંઈ મેહેનત મજુરી કરીને પેટ ભરતા હતા. એટલામાં વાણારશીમાં કોઈ મુનિ આવ્યા તેને મતિસાગર અને ગુણસું-દરી પુછવા લાગ્યા કે "મહારાજ, અમે એવું કયું ઘોર પાપ કીધું છે કે જેથી આવું દુઃખ અમને ભોગવવું પડે છે ?"

આ સાંભળી મુનિએ કહ્યું-"ઉત્તમ વ્રતની તમે નિંદા કીધી તે પાતકને લીધે આ દરિદ્ર તમે ભોગવો છો. જો તમે રવિવાર વ્રત ફરીથી કરો તો તમારૂં દરિદ્ર જાય." આ સાંભળી-ને તેણે તે વ્રત વિધિ પૂર્વક કીધું. અને તેને લીધે તેને પાછી સંપત્તિ થઈ. અહીઆં સાત ભાઈ કષ્ટી મજુરી કરીને પેટ ભરતા હતા. એક દહાડો ગુણધર નામનો ન્હાનો ભાઈ જંગલમાંથી ઘાસનો ભારો બાંધીને ઘેર આવતો હતો તેવામાં દાતરડું જંગલમાં ભુલીને, આવ્યો, અને ભુખો થયો હતો તેથી ભોજાઈ (ભાભી) પાસે જમવાનું માંગવા લાગ્યો, તેણે કહ્યું "દાતરડું કયાં મુકીને આવ્યા છો તે લઈને આવો તો જમવાનું મળે."

આ સાંભળતાંજ તે ભુખો જંગલમાં ગયો અને જુએ છે તો

તે દાતરડાપર એક નાગ ફેણ માંડીને બેઠો હતો. આ જોઈને હસ્ત જોડીને તે નાગ પાસે દાતરડું માંગવા લાગ્યો. દાતરડું મળતું નથી એ જોઇને તેને પોતાના કર્મ વિષે પશ્ચાતાપ થવા લાગ્યો, અને સર્વજ્ઞ વીતરાગ પરમેષ્ટીનું એક ચિત્તથી સ્તવન કરવા લાગ્યો, તેને લીધે પાતાળમાંના ભુવનેંદ્રનું આસન કંપ્યું. તેણે અવધિજ્ઞાનથી જાણ્યું કે કોઈ જિનેંદ્ર ભક્ત ઘણા સંકટમાં આવી પડયો છે. પછી તે ભુવનેંદ્રએ પદ્માવતીને આજ્ઞા કીધી કે "તે ગુણધર છોકરો વીતરાગ પરમેષ્ટીનો ખરો ભકત છે. તેના મા બાપ પાર્શ્વનાથ સ્વામીની ભક્તિમાં તત્પર છે. અને તેમનાં આચરણ ઉત્તમ છે તેથી તે છોકરાને તમે જઇને પ્રસન્ન થાઓ, અને તેને સંકટમાંથી છોડાવો."

આ સાંભળીને પદ્માવતીએ ગુણધર પાસે આવીને કહ્યું કે. "બાલક બ્હીતો નહી, આ સોનાનું દાતરડું લે, આ રત્નનો હાર લે અને આ પાર્શ્વનાથ સ્વામીની મૂર્તિ તને આપું છું, તેની ભક્તિભાવથી પૂજા કર." ગુણધરે તે બધું લીધું અને ઘેર આવ્યો. પોતાનો ભાઈ ઘણું ધન લઇને આવ્યો એ જોઇને બધા ભાઈઓ તેને ઘણું માન આપવા લાગ્યા. પછી તેમાંથી પુષ્કળ પૈસો ખર્ચીને તેણે જિન મંદિર બંધાવ્યું, તેની પ્રતિષ્ઠા કીધી અને ચારે સંઘને દાન આપ્યું, આ ઠાઠમાઠ જોઇને ત્યાંના રાજાને આના દ્રવ્ય વિષે વેહેમ આવ્યો, અને તેણે તેને બોલાવીને આ પૈસો કયાંથી મળ્યો તે વિષે પુછયું. પછી ગુણધરે બનેલી બીના કહી તે સાંભળીને રાજાને ઘણોજ સંતોષ થયો અને તે ગુણધરના ઘણાજ વખાણ કરવા લાગ્યો એટલુંજ નહીં, પણ તેણે પોતાની છોકરી ગુણધરને આપીને બહુ આનંદથી તેના લગ્ન કીધા. તેને ઘરેણાં, લુગડાં, ચાકર, દાસી આપીને તેનો ગૌરવ કીધો.

પછી આ બધા ભાઇઓ કેટલાક દિવસ ત્યાં રહીને રાજાની રજા લઈ પોતાના બાપને ગામ જવા નીકળ્યા. બાપને ઘેર આવી પોતાના માબાપને પગે લાગ્યા, અને આજ વ્રતને લીધે તેમની પાસે બેવડું ધન થયું. પછી વ્રત પુરૂં થયા બાદ તેમણે ઉદ્યાપન કીધું તેથી કરીને પૃથ્વીપર સર્વે ઠેકાણે તેમની કીર્તિ થઈ અને વ્રત, શીલ, તપ, જ્ઞાન, વગેરેને લીધે તે સ્વર્ગે ગયા. પછી એઓ ત્રણ જન્મે મોક્ષે ગયા.

આ પ્રમાણે શ્રી રવિવાર વ્રત કથા સંપૂર્ણ થઈ.

(૧૨)

## શ્રી રત્નત્રય વ્રત કથા.

જંબુદ્વીપમાંના વિદેહ ક્ષેત્રમધ્યે કછ દેશ છે. ત્યાંની વિષોક-પુરીમાં વૈશ્રવણ રાજા ઘણો પુણ્યશાળી અને પ્રજાનું છોકરા જેવું પાલન કરતો હતો. તેવામાં એક દહાડો તે વનવિહાર કરતો હતો, એટલામાં મુનીશ્વરને જોઇને વંદના કરીને તે સ્તુતિ કરવા લાગ્યો એટલે મુનિરાજે કહ્યું–"હે રાજા, તને હું રત્નત્રય વ્રત કહું છું તેનું તું વિધિ પુર્વક આચરણ કર. આ વ્રત ભાદરવા સુદ પાંચમથી બારસ સુધી કરવું અને તેરસ (૧૩)થી ત્રણ અપવાસ કરવાં અને ઘર કામ, આરંભ વગેરે તે દિવસોમાં છોડીને તેટલા દહાડા સુધી જિનેશ્વરનો અભિષેક, સ્તવન, પૂજા અને અષ્ટાંગ દર્શન પૂજા કરવી.

સંકટાદિ દોષ હરણ કરવા માટે નિઃશંકિતત્વ અંગ પૂજવું જેથી સર્વ દુર્ગુણનો નાશ થાય. ૧. ભોગ કાંક્ષા નાશ પામીને ધર્મપર શ્રદ્ધા બેસવા માટે નિઃકાંક્ષિતત્વ અંગ પુજવું ૨.

બીજાની નિંદા અથવા કંઈ કમીપણું જોઇને મુનિજન તેને નિંદતા નથી તેને નિર્વિચિકિત્સા અંગ કહે છે ૩.

મૂઢમતિ છોડીને અસત્ય, કૂ દેવ, કૂ ગુરૂ, કૂ શાસ્ત્રને તજવા તેને અમોઢચ અંગ કહે છે. ૪.

જિન શાસનનાં સર્વ દોષો ઢાંકવા તેને ઉપગૂહત અંગ કહે છે. ૫.

જે કોઇ મિથ્યાત્વી ઉત્પાદાદિ કરનાર છે તેને સુબુદ્ધિ શિખવીને તેનું મન સદ્ધર્મ તરફ વળાવવું તેને સ્વસ્થિતિ-કરણ અંગ કહે છે. ૬.

સાધર્મી મનુષ્ય જાણીને તેનું માન સન્માન રાખવું તેને વાત્સલ્ય અંગ કહે છે. ૭.

શાસ્ત્ર દાન, તપ, પૂજન, ધર્મનો પ્રકાશ કરવો તેને પ્રભાવનોદ્ભટ પ્રભાવના અંગ કહે છે. ૮.

આ ઉપર કહેલા દર્શનાષ્ટવિધ પૂજીને જ્ઞાનાષ્ટ પૂજા કરવી જેને લીધે લોકાલોક જ્ઞાન એટલે માત્ર જ્ઞાન થવું. અને સારૂં નરસું કયું તે સમજવું, પાંચ દ્રવ્ય, સપ્તતત્વ, અને નવ પદાર્થ એના અર્થનો વિચાર કરીને નિત્ય પાઠ કરવો.

૧–વ્યંજન અને સ્વર એનો શુદ્ધ ઉચ્ચાર કરવો તેને વ્યંજનાર્જિત ગુણ કહે છે.

૨–અર્થ સહિત શાસ્ત્રનો પાઠ કરવો તેને અથસમગ્ર ગુણ કહે છે.

૩–શબ્દ અને અર્થ બન્ને પુરેપુરા સમજાવવા તેને શબ્દાર્થોભય પૂર્ણ કહે છે.

૪–અકાળે શાસ્ત્ર ન ભણવું તેને કાલાધ્યાયન નોદ્ભર પ્રભાવનાય ગુણ કહે છે.

૫–જિનવાણી નિયમથી ભણવી તેને ઉપધાન સમવૃદ્ધિ ગુણ કહે છે.

૬–વિનય યુક્ત બેસીને શુદ્ધ શાસ્ત્ર જોવું તેને વિનયો-ન્મુદ્રિત માહાત્મ્ય ગુણ કહે છે.

૭–જે ગુરૂ આપણને વિદ્યા શિખવે છે તેની કીર્તિ ગાવી તેને ગુર્વાદ્યન પન્હવ સમેત ગુણ કહે છે.

૮–સતગુરૂનું માન રાખીને ભાવયુકત પૂજા કરવી તેને બહુમાન સમૃદ્ધ ગુણ કહે છે.

આ પ્રમાણે આઠ ગુણ સમજવાં અને પછી ચારિત્રના તેર ગુણ પૂજવા કે જે દેવાદિકોને પણ દુર્લભ એવી મુક્તિ, છે. જે મનુષ્ય આ તેર ચારિત્ર પાળે તેને એ સહેલથી મળે છે, તે નીચે પ્રમાણે:—

૧–છકાયની જીવ દયા પાળવી તેને અહિંસા મહાવ્રત કહે છે.

૨–ખરૂં બોલવું કે જેને લીધે પાપનો નાશ થાય છે તેને સત્ય મહાવ્રત કહે છે.

૩–ચૌર્ય કર્મ ન કરવું (એટલે કોઇપણ ચીજ કોઇના પણ આપ્યા વગર લેવી નહીં) તેને સ્તેય વિરતિ મહા-વ્રત કહે છે.

૪–શીલ વ્રત પાળવું એટલે બ્રહ્મચર્ય વ્રત પાળવું તેને બ્રહ્મચર્ય મહાવ્રત કહે છે.

૫–લોભ છોડી દેવો અને મહાવ્રત ધારણ કરવું કે જેથી કરીને મહાન કલેશ દૂર થાય છે તેને આકિન્ચન્ય મહાવ્રત કહે છે.

૬–આપણા મનને અટકાવીને ધ્યાનસ્થ રહેવું તેને મનોગુપ્ત મહાવ્રત કહે છે.

૭–આડું અવળું ન બોલતાં મુંગા રહેવું તેને વાકૃગુપ્તિ મહાવ્રત કહે છે.

૮–ગમે તેવો ઉપસર્ગ થાય તોપણ સહન કરવો તેને કાયગુપ્તિ મહાવ્રત કહે છે.

૯–આ પ્રમાણે ત્રણ ગુપ્તિનું રક્ષણ કરવું. હવે પંચ સમિતિ–ઈર્યા શોધવી તેને ઈર્યા સમિતિ કહે છે.

૧૦–મોઢેથી સારા શબ્દો ઉચ્ચારવા તેને ભાષા સમિતિ કહે છે.

૧૧–કોઈપણ પ્રકારનો જેમાં દોષ નથી એવા આહાર પાણી લેવાં તેને એષણા સમિતિ કહે છે.

૧૨–શૌચ્યાદિ નિમિત્ત માટે એક વાસણ હમેશાં પાસે રાખવું તેને આદાનનિક્ષેપણ સમિતિ કહે છે.

૧૩–જગ્યાનો નિયમ કરીને વ્યુત્સર્ગ ધ્યાન ધરવું તેને વ્યુત્સર્ગ સમિતિ કહે છે.

ઉપર કહેલા જે સમ્યક્દર્શન, સમ્યક્જ્ઞાન, અને સમ્યક્ચારિત્ર એ ત્રણ રત્ન ત્રૈલોકયસાર જાણીને ચંદનાદિ અષ્ટદ્રવ્યથી ત્રણ દિવસ ત્રિકાળ પૂજવાં અને પડવાને દહાડે પૂજા અર્ચા કરીને ચાર પ્રકારનાં દાન આપવાં. આ પ્રમાણે પારણાની વિધિ કરવી. અને પછી આજ પ્રમાણે માહા અને ચૈતર મહીને પણ પૂજા કરવી. કારણ કે દરેક વર્ષે ત્રણ વખત પૂજા કરવી જોઈએ. આ પ્રમાણે ત્રણ વર્ષ સુધી વ્રત પૂજા કરવી. પછી ઉદ્યાપન વિધિ યુક્ત કરવું. શક્તિ ન હોય તો વ્રત બેવડું કરવું.

આ પ્રમાણે રાજાએ વ્રત લીધું. અને ગણધરને વંદન કરીને પોતાને ઘેર આવીને વિધિયુક્ત વ્રત પૂજીને પુષ્કળ દ્રવ્ય ખર્ચીને ઉદ્યાપન કીધું. પછી એક દહાડો વડનું ઝાડ ભાંગેલું પડેલું જોઈને તે રાજાએ દીક્ષા લીધી. અને સમાધિમરણ સાધીને અહમિંદ્ર દેવ થઈ, અપરાજીત વિમાનમાં બેસી

સ્વર્ગમાં ચૈત્યાલય વંદના કરવા લાગ્યો. અને ત્રણ સાગર આયુષ્ય પુરૂં થયા પછી વંગ દેશ મધ્યે મિથિલા નગરીમાં કુંભ રાજા અને સુપ્રભાવતી રાણીને પેટે મલ્લીનાથજી નામે જન્મ પામ્યો. આ બાબત ઇંદ્રોને ખબર પડતાં ઇંદ્ર તેમનો જન્મોત્સવ કરવા વાસ્તે આવ્યા. અને તેઓએ તે બાળકને ઐરાવત ઉપર બેસાડીને મેરૂપર્વત ઉપરની પાંડુક શીલા ઉપર લાવીને જન્માભિષેક કીધો. મલ્લીનાથજી જ્યારે બાલ્યાવસ્થામાંથી તરૂણ અવસ્થામાં આવ્યા ત્યારે વસ્ત્રાલંકાર પહેરીને લગ્ન કરવા ચાલ્યા. અને તે શેહેરની ઘણીજ શોભા જોઈને તેમને પૂર્વભવ યાદ આવ્યે. અને કેહેવા લાગ્યા કે મેં ભવોભવ અનેક સુખ ભોગવ્યાં, આગલે જન્મ અપરાજીત વિમાન મને મળ્યું હતું. આ પ્રમાણે સુખ ભોગવ્યું તોપણ મનને સંતોષ થયો નહી. જે પ્રમાણે અગ્નિમાં ગમે એટલાં લાકડાં નાંખો તોપણ તેને સંતોષ થતો નથી તે પ્રમાણે માણસને પણ સંતોષ થતો નથી. રાજ્ય કુટુંબ પરિવાર એ બધું વિનાશિક જાણીને તેમના મનમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો. અને દીક્ષા લઈ વનમાં ગયા ત્યાં ચારિત્ર આચરણ કરીને ધ્યાન પ્રભાવથી સર્વ અશુભ કર્મનો નાશ કીધો. પછી કેવળજ્ઞાન થયું. ત્યારે ત્યાં દેવોએ સમવસરણ રચ્યું.

પછી દેશોદેશ વિહાર કરીને બાકીના કર્મનો નાશ કરીને સિદ્ધ પદે પોંહોચ્યા. તે મલ્લીનાથ તીર્થંકર થઈ અનંત ચતુષ્ટય પદ પામ્યા. જે કોઈ પુરૂષ અથવા સ્ત્રી આ રત્નત્રય વ્રત કરશે તે નિશ્ચય કરીને જન્મ મરણમય દુઃખમાંથી છુટી મુક્તિ પામશે. આ મુક્તિપદ યાદ લાવીને દેવેંદ્રકીર્તિએ રત્નત્રય વ્રત કથા પેહેલા કહેલી અને તેનું ભાષાંતર કરીને મહતીસાગરે તે કહેલી છે, તે જે કોઈ વાંચશે અને ધર્મ અર્થ માટે

કેહેશે તે સુખ પામશે. આ કથા બ્રહ્મમહતી સાગરે છંદ બંધ કીધેલી છે તેનું ભાષાંતર કરીને અહીંયા લખી છે.

આ પ્રમાણે રત્નત્રય વ્રત કથા પૂર્ણ થઇ.

(૧૩)

## अथ पुष्पांजलि व्रत कथा.

આ જંબુદ્વીપમાં પૂર્વ વિદેહ ક્ષેત્ર વિષે સીતા નદી છે. તે નદીની દક્ષિણે મંગલાવતી નામે દેશમાં રત્નસંચયપુર નામે શેહેર હતું. ત્યાં રાજા વજ્રસેન રાજ્ય કરતો હતો તેની સ્ત્રીનું નામ જયાવતી હતું અને તે સ્વરૂપવાન તેમજ મોટી પતિવ્રતા હતી. તેને પેટે એકે છોકરો નહતો. એક દહાડો તે ગોખમાં ( ઝરૂખામાં ) બેઠી બેઠી જોતી હતી, તેવામાં એક સુંદર છોકરો તેની નજરે પડયો. "એવો છોકરો જો મારે પેટે હોય તો હું કેવી ભાગશાળી હોતે." એમ લાગીને તેની આંખમાં આંસુ આવ્યા. એટલામાં રાજા એની પાસે આવ્યો. અને તેની આંખમાંના આંસુ લુછીને તેના રડવાનું કારણ પુછયું.

રાણીએ કહ્યું "મને કંઇ વાતની કમીના (ઓછું) નથી માત્ર પેટે છોકરૂં નથી તેથી મનમાં ઉદાસીનતા લાગે છે." આ સાંભળી રાજા રાણી સહિત રથમાં બેસીને ચૈત્યાલયમાં ગયા. ત્યાં તેણે અષ્ટપ્રકારે જિન પૂજન કર્યું અને જ્ઞાનસાગર મુનિને નમસ્કાર કરીને બેઠા. મુનિને મોઢે ધર્મોપદેશ સાંભળ્યા પછી રાજા મુનિને કેહેવા લાગ્યા-" મહારાજ! આ મારી પત્ની જયાવતી છે તેને પેટે છોકરૂં કંઇ થશે કે નહી એ કૃપા કરીને કહો." મુનિએ-કહ્યું "રાજા, તું ફિકર ન કર. આને પેટે એક છોકરો થવાનો છે તે

ચક્રવર્તિ થશે. અને ઘણો બહાદુર તેમજ સદ્દગુણી નીકળશે."

મુનિનું આ વાક્ય સાંભળીને બન્નેને બહુ હર્ષ થયો. અને ઘેર આવી આ સમાચાર સર્વેને જણાવ્યાથી ઘણો જય-જયકાર થયો. પછી કેટલાક દિવસે સ્વર્ગનો કોઇ દેવ જયાવતીને પેટે જન્મ્યો, તેનું નામ રત્નશેખર પાડયું. પછી આ છ ખંડનો અધિપતિ થયો. બીજના (દ્વિતીયાના) ચંદ્ર માફક દિવસે દિવસે તે વધવા લાગ્યો. પછી વિદ્યાભ્યાસ માટે તેને નિશાળે મુકયો. વિદ્યાભ્યાસ પૂરો થયા પછી તે ઘેર આવ્યો તે વખતે સર્વેને ઘણો આનંદ થયો. આ નાની વયમાં ઘેર આવ્યો અને વિદ્યાથી પૂર્ણ હોવાને લીધે ઘણો શોભવા લાગ્યો. એક દહાડો ક્રીડા કરવા તે બાગમાં ગયો, અને ત્યાં બહુ રાજકુમારો એક મંડપમાં નાચ તથા ગાણું સાંભળતાં હતા તે જોઇને તે પણ ત્યાં જઇને બેઠો, એટલામાં એક વિદ્યાધર વિમાનમાં બેસીને આકાશ માર્ગે જતો હતો, તેવામાં સેહેજ તેની નજર આ છોકરા તરફ ગઇ. છોકરાને જોઇને તેને ઘણો પ્રેમ ઉત્પન્ન થયો. અને તરતજ વિમાનમાંથી નીચે ઉતરીને તે છોકરાને ભેટયો. છોકરાએ તેને તે કયાં રહે છે અને કોણ છે? વગેરે પુછયું.

તેણે કહ્યું કે એક સુરકંઠ નગરનો જયવર્મા નામે રાજા છે અને તેની રાણી વિનયવતી તેનો હું છોકરો છું. મારૂં નામ મેઘવાહન છે. પછી વિદ્યાધરે તે રાજપુત્રને નામ ગામ પુછયું. તેથી તેણે પણ તેને કહ્યું. અને વળી કહ્યું કે મેરૂપવર્તની જાત્રા કરવી એવી મારી ઇચ્છા છે, તેથી મેઘવાહન બોલ્યો કે મારા વિમાનમાં બેસો, હું આપને જાત્રા કરાવીને લાવું છું. આ સાંભળી રત્નશેખરે કહ્યું કે એમ નહીં. મને નવું વિમાન રચવાની વિદ્યા આપો. પછી તે વિદ્યાધરે વિમાન

રચવાની યુક્તિ તેને કહી અને મંત્ર પણ આપ્યું. તેની મદદથી તેણે પાંચશો વિદ્યા સાધી. તે સર્વ વિદ્યા તેની આગળ આવીને હાથ જોડી ઉભી રહી અને કેહેવા લાગી કે અમને શું આજ્ઞા છે તે કહો.

આ સાંભળી રાજકુમારે કહ્યું કે અકૃત્રિમ ચૈત્યાલયમાં દર્શને જવાની ઈચ્છા છે, તેથી વિમાન તૈયાર કરો. આ પ્રમાણે આજ્ઞા થતાંજ વિમાન તૈયાર થયું. તેમાં રત્નશેખર બેઠો અને સાથે મેઘવાહન વિદ્યાધરને લઇને અઢીદ્વીપમાં સર્વ અકૃત્રિમ ચૈત્યાલયના દર્શન કરીને વિજયાર્ધ પર્વતપર આવ્યો. ત્યાં સિદ્ધકૂટ ચૈત્યાલયમાં જિન પ્રતિમાની પૂજા કરીને રંગ મંડપમાં બેઠો હતો, એટલામાં દક્ષિણ શ્રેણિમાંના રથનુપૂર શેહેરના વિદ્યુત્‌રાજાની છોકરી મદનમંજુષા પોતાની બેહેનપણીઓ સાથે તે ઠેકાણે દેવ દર્શન માટે આવી હતી તેણે રત્નશેખરને જોયો. તેને જોઇને તેનાપર તેને ઘણો મોહ ઉત્પન્ન થયો. તે તરતજ ઘેર આવીને ખિન્ન વદન કરી બેઠી; ત્યારે તેના માબાપે તેને ચિંતાગ્રસ્ત થવાનું કારણ પુછયું, પણ શરમને લીધે તેનાથી કંઇ કહેવાયું નહી. આખરે તેની બેહેનપણીએ રત્નશેખર વિષે હકીકત કહી. તેથી તેના માબાપને ઘણો આનંદ થયો. તેણે તરતજ સ્વયંવરની તૈયારી કીધી. સ્વયંવર મંડપમાં દેશ દેશના રાજપુત્રો આવીને બેઠા હતા. તે ઠેકાણે મદનમંજુષા હાથમાં વરમાળા લઈને આવી અને તેણે રત્નશેખરને જોઈ મોટા ઉત્સાહથી તેના ગળામાં માળ ઘાલી. જ્યાં ત્યાં જય જયકાર શબ્દ થઈ રહ્યો, પણ ધૂમશેખર નામે એક વિદ્યાધર ત્યાં હતો તેને આ પ્રસન્ન પડયું નહી, તેથી તે ગુસ્સે થઇ જોરથી બોલ્યો કે અમે આટલા વિદ્યાધર અહીંઆ હોવા છતાં વિદ્યાધરની કન્યાએ

ભૂમિગોચરી જે રત્નશેખર તેને કેમ માળ પેહેરાવી ? એમ કહી તે યુદ્ધને માટે તૈયાર થયો. તે વખતે રત્નશેખરે પોતાના મિત્ર મેઘવાહનને કહ્યું કે આપણી સઘળી વિદ્યા બોલાવો, એમ કહેતાંજ અનેક વિદ્યા ત્યાં હાજર થઈ અને ચતુરંગ સૈન્ય આવીને ઉભું રહ્યું. પછી બન્ને વચ્ચે મોટું યુદ્ધ થયું અને આખરે પુણ્યના પ્રભાવે કરી રત્નશેખરનો જય થયો. ધૂમશેખર અને કેટલાક બીજા રાજાઓ રત્નશેખરને શરણે આવ્યા. ચક્રરત્ન તે વખતે ઉત્પન્ન થયું. પછી તેણે છ ખંડ પૃથ્વી સાધી અને ઘેર આવ્યો. પોતાના છોકરાને છખંડનો સ્વામી ચક્રવર્તિ થયો જોઇ, અને તેના ( રત્નશેખરના ) વિદ્યાધરની કન્યા સાથે લગ્ન થયાં જોઈ તેના માબાપને ઘણો આનંદ થયો.

એક દહાડો રત્નશેખર પોતાના માબાપ સહિત મેરૂગિરિની જાત્રાએ નીકળ્યો, ત્યાં મંદિરમાં પૂજા અર્ચા કરી રંગ મંડપમાં બેઠો હતો એટલામાં બે ચારણ મુનિ ત્યાં આવ્યા, તેમને નમોસ્તુ કરી ધર્મોપદેશ સાંભળતો બેઠો. ધર્મોપદેશ પુરો થયા બાદ રત્નશેખરે પોતાના ભવાંતરની હકીકત મુનિને પુછી અને મદનમંજૂષા તથા મેઘવાહન ઉપર આટલો પ્રેમ ઉત્પન્ન થવાનું કારણ શું તે પૂછવા લાગ્યો. ત્યારે મુનિ તેના જન્માંતરની હકીકત કહેવા લાગ્યા તે નીચે પ્રમાણે:—

આ જંબુદ્વીપમાં ભરતક્ષેત્ર છે, ત્યાં આર્યખંડવિષે મૃણાલપૂરનામે શેહેર છે. ત્યાંના રાજાનું નામ જીતારિ અને તેની સ્ત્રીનું નામ કનકાવતી હતું. તેજ શેહેરમાં શ્રુતકીર્તિ નામે બ્રાહ્મણ રેહેતો હતો. તેની સ્ત્રીનું નામ બંધુમતિ હતું તેને પેટે એક છોકરી હતી, તેનું નામ પ્રભાવતી પાડયું હતુ"

તે છોકરીએ જૈન પંડિત પાસે સારો વિદ્યાભ્યાસ કીધો હતો તેથી તે સમકિતવાન હોઈને શીલ સંભાળવાને ઘણી આતુર હતી.

એક દહાડો આ શ્રુતકીર્તિ બ્રાહ્મણ પોતાની સ્ત્રી સહીત વનમાં ક્રીડા કરવાને ગયો ત્યાં આંબાના ઝાડનીચે કેટલીક વખત બેઠાં હતાં એટલામાં બંધુમતીને ઉંઘ આવી એટલામાં એક સાપ આવ્યો. અને તેને કરડયો, જેથી તરતજ જીવ ગયો. તે બ્રાહ્મણ પાસે આવીને જુએ છે તો મરેલી પડી હતી. તેની સ્ત્રી ઉપર અતીશય પ્રીતિ હોવાથી તેનાથી તેની દહન ક્રિયા થઇ નહી. પછી કેટલીક વારે તેના પ્રિય મિત્રો આવ્યા અને તેઓએ તે સબની (મુડદાંની) દહન ક્રિયા કીધી. પોતાની સ્ત્રી મરણ પામી તેથી તે અતિશય શોક કરવા લાગ્યો. તેને કંઈ સુઝતું નહીં. એટલામાં તેની છોકરી પ્રભાવતી તેની પાસે આવી. અને તેનું શાંતવન કરવા લાગી. તેણે કહ્યું કે પિતાજી, તમે નકામો શોક શું કામ કરો છો ? આ સંસાર અસાર છે. તેમાં હમેશાં સંયોગ તથા વિયોગ થવાનાંજ. સંસારના સર્વ સુખ નાશવંત છે. ક્ષણવાર તે આપણને સુખ છે એવું લાગે છે પણ આખરે તે દુઃખ છે. આપ જેમ જેમ શોક કરશો તેમ તેમ દુઃખ વધારે થશે એમ કહીને તે પોતાના પિતાને ગુરૂ પાસે લઈ ગઇ જેમણે તેને સારો બોધ દીધો, જેને લીધે તે તપશ્ચરણ કરવા લાગ્યો, અનેક પ્રકારની વિદ્યા શીખ્યો અને મંત્ર સાધવા લાગ્યો. પછી તે ચારિત્ર ભ્રષ્ટ થયો. વિદ્યાના બળથી તેણે નવું શેહેર વસાવ્યું, અને તેમાં પોતાને માટે ઘર બંધાવીને તેમાં રહ્યો. આ પ્રમાણે વિષય-સુખમાં લુબ્ધ થયેલો જોઈને તેની છોકરી પ્રભાવતી તેને કેહેવા લાગી કે આપે જિનદીક્ષા ધારણ કીધી છે અને આવા

વિષયસુખમાં મચ્યા રહો એ ઘણું ખરાબ છે. આથી તમે આ લોકમાં નિંદાને પાત્ર થશો અને પરલોકમાં તમને આ પાપનું ફળ ભોગવવું પડશે.

આ છોકરીનું ભાષણ સાંભળીને તેને ઘણો ગુસ્સો ચઢયો. તેથી તે છોકરીને જંગલમાં એકલી મુકી, અને પોતે આમ ઈંદ્રિય સુખમાં નિમગ્ન રહ્યો. આ તરફ પ્રભાવતી જંગલમાં અનેક પ્રકારનાં દુઃખ સેવતી હતી. તેની પાસે તેના બાપે એક વિદ્યા મોકલી. તે આવીને પ્રભાવતીને કેહેવા લાગીકે બાઇ, આપને કઇ તરફ જવાની ઇચ્છા છે તે કહો.

આ સાંભળી પ્રભાવતીએ કહ્યું કે કૈલાશ પર્વતપર ઋષભનાથસ્વામીના દર્શન કરવાની મારી ઇચ્છા છે. આ શિવાય બીજી કંઇ ઇચ્છા નથી. આ સાંભળતાંજ વિદ્યા પ્રભાવતીને કૈલાસપર્વત પર લઈ ગઈ. ત્યાં તેણે જિનમંદિરમાં જઇ દર્શન કીધાં. તે દિવસ ભાદરવા સુદ ૫ને હતો તેથી પુષ્પાંજલિ વ્રતની પૂજા માટે સ્વર્ગમાંથી દેવ આવ્યા હતા ને પાતાળ માંથી પદ્માવતી દેવી આવી હતી. તેણે પ્રભાવતીને કોણ ક્યાંના વગેરે પુછ્યું. તે ઉપરથી પ્રભાવતીએ સર્વ હકીકત કહી. પ્રભાવતીનો સર્વ વૃત્તાંત સાંભળીને પદ્માવતીને તેની દયા આવી. અને તેણે કહ્યું કે તમે પુષ્પાંજલિ વ્રત કરો, એટલે તમારૂં સર્વ દુઃખ મટી જશે. આ વ્રત ભાદરવા સુદ પાંચમથી પાંચ દિવસ સુધી કરવું, પાંચ મેરૂ સ્થાપવા, ચોવીસ તીર્થંકરની પ્રતિમાની અષ્ટદ્રવ્યથી પૂજા કરવી, ચોવીસ ફળ અને નૈવેદ્ય લેવા અને પાંચ જયમાળા ભણવી. આ પ્રમાણે સાંજે પૂજા કરવી ને ૧૦૮ જાપ દેવા.

આ પ્રમાણે આ વ્રત પાંચ વર્ષ સુધી કરવું. પછી ઉદ્યાપન કરવું, તે વખતે દરેક પ્રકારના પાંચ પાંચ ઉપકરણો

મુકવાં. ચાર પ્રકારના દાન દેવાં. આ પ્રમાણે પદ્માવતીને મોઢે વ્રતની વિધિ સાંભળીને આ વ્રત પ્રભાવતીએ લીધું અને પાંચ વર્ષ સુધી તે પાળ્યું. પછી તેને દેવોએ વિમાનમાં બેસાડીને મૃણાલપાટણ શેહેરમાં મંદિરમાં લઈ જઈને મુકી. ત્યાં સ્વયંપ્રભા ગુરુપાસે તેણે દીક્ષા લીધી. પછી પોતાનું આયુષ્ય ત્રણ દિવસ બાકી છે એવું તેને જણાયાથી તેણે અન્નપાણી છોડયાં. તેના આ આચરણથી ચારે બાજુ તેની ઘણી વાહવાહ થઇ. તેના બાપથી ( એટલે જે શ્રુતકીર્તિ બ્રાહ્મણ દીક્ષા લઇને પાછો સંસારમાં પડયો હતો તેનાથી ) આ ખમાયું નહી. તેણે તેને દુઃખ દેવા માટે અનેક વિદ્યા મોકલી કે હું જેમ દીક્ષા લઇને પાછો પ્રપંચમાં પડયો છું તેમ તું પડ, નહી તો આ વિદ્યા તને અનેક પ્રકારનું દુઃખ દેશે. આખરે વિદ્યાઓએ તેને તરેહ તરેહના ઉપદ્રવો કીધા. પણ તે એકાગ્ર ધ્યાન ધરીને બેઠી હતી તેથી તેના કોઇપણ ઉપદ્રવથી ડગી નહી. તેના વ્રતના અને દ્રઢ નિશ્ચયના પ્રભાવને લીધે પાતાળમાંથી ધરણેંદ્ર પદ્માવતી તેની મદદે આવ્યાં: તેણે તેના ઉપસર્ગો દૂર કીધા. પછી તેણે ત્રણ દિવસે દેહત્યાગ કીધો. તેજ જીવ અચ્યુત સ્વર્ગમાં દેવ થયો, તેનું નામ પદ્મનાભ હતું. મૃણાલપાટણ શેહેરમાંની કોઇ રૂકિમણી નામે શ્રાવિકા મરીને વ્રતના પ્રભાવથી સ્વર્ગમાં આ પદ્મનાભની સ્રી ( દેવી ) થઈ. ત્યાં તે દેવી સાથે અનેક પ્રકારનાં સુખ ભોગવવા લાગ્યો. એક દહાડો તેને વિચાર થયો કે આપણા પૂર્વ જન્મનો બાપ કંઈ ઉપાયથી પાપાચરણમાંથી છુટે તો ઠીક, એવું મનમાં લાવી વિમાનમાં બેસી તેને ઉપદેશ કરવા સારૂ નિકળ્યો. અને ત્યાં જઇને તેણે પોતાની સર્વ હકીકત તેને કહી. ધર્માચરણનાં આ ફળ

છે એમ તેને સમજાવીને કહ્યું. એ સાંભળીને તે બ્રાહ્મણ શરમાયો. અને તેણે તે વખતે બધો પ્રપંચ છોડી અંતઃકરણ શુદ્ધ કીધું, અને પાછી દીક્ષા લીધી. અને યથોક્ત તપશ્ચરણ કરી મરણ પામ્યો, તે સ્વર્ગમાં પ્રભાસનામે દેવ થયો. પછી પદ્મનાભ ત્યાંથી મરીને જયાવતી રાણીને પેટે જન્મ્યો તેજ તું રત્નશેખર અને તે પ્રભાસ દેવી હમણા મેઘવાહન આ તારો મિત્ર થયો છે. પેલી રૂકિમણી શ્રાવિકા જે સ્વર્ગમાં તારી દેવી થઈ હતી તે હમણાં મદનમંજૂષા થઈ છે. જુઓ પ્રભાવતીનો જીવ પુષ્પાંજલિવ્રતના પ્રભાવે ચક્રવર્તી પદ પામ્યો.

આ પ્રમાણે ભવાંતર સાંભળીને રત્નશેખરને ઘણો આનંદ થયો. પછી તેણે મુનિ પાસે પુષ્પાંજાલવ્રત લાધુ અને બધી તીર્થ યાત્રા કરીને ઘેર આવ્યા પછી પુષ્કળ વર્ષ રાજ્ય ભોગવ્યું. તેણે લોકોપર અનેક પ્રકારના ઉપકાર કીધા. પછી એક દહાડો કોઈ ઠેકાણેથી વીજળી પડી તે જોઈને તેના મનમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો અને તરતજ તેણે પોતાના કનકપ્રભ નામના છોકરાને રાજ્યપર બેસાડીને પોતે વનમાં ગયો. ત્યાં જ્ઞાનસાગર મુનિને નમસ્કાર કરીને તેણે દીક્ષા લીધી. તેની સાથે કેટલાક રાજાઓએ દીક્ષા લીધી. ધ્યાનના બળને લીધે તેઓના કર્મનો નાશ થયો અને તેમને કેવળ-જ્ઞાન થયું. પછી તેણે ભવ્ય જીવોને ઉપદેશ કીધો. અને તે મોક્ષે ગયો. આમ મદનમંજુષાએ પણ દીક્ષા લીધી અને તેણે શરીરનો નાશ કીધો તેથી તેનો જીવ સોળમાં સ્વર્ગમાં દેવ થયો. મેઘવાહને અને બીજા કેટલાકોએ તપશ્ચરણ કીધાં અને તે પણ સ્વર્ગે ગયા.

આ પુષ્પાંજલિ વ્રત કથા બ્રહ્મજિનદાસે ગુજરાતી ભાષામાં રચી છે તેનો આ સારાંશ અંહીઆં લીધો છે.

આ પ્રમાણે પુષ્પાંજલી વ્રત કથા પૂર્ણ થઈ.

(૧૪)

# શ્રી બારસે ચોત્રીસ વ્રત કથા.

પૂર્વે જંબુદ્વીપમાં ભરતક્ષેત્ર વિષે મગધ દેશ હતો. ત્યાં રાજગ્રહી નામે શહેર હતું. તેના પર શ્રેણિકરાજા પટ્ટરાણી ચેલના સહીત રાજ્ય કરતા હતા. એક વખતે વિપુલાચલ પર્વતપર વર્દ્ધમાન સ્વામીનું સમોસરણ આવ્યું. એટલે છ ઋતુના ફળ લઇને માળી આવ્યો. અને રાજાને કહેવા લાગ્યો કે "વિપુલાચલ પર્વતપર મહાવીર સ્વામીનું સમોસરણ આવ્યું છે." આ સાંભળી રાજા પ્રજા સહિત નમસ્કાર કરવા ગયો. પ્રભુની સ્તુતિ કર્યા પછી તે મનુષ્યને બેસવાની જગ્યાએ જઈને બેઠો. પછી તે મસ્તક નમાવી પૂછવા લાગ્યો કે "સોળેકારણ વ્રત કર્યા વગર તીર્થંકર પદવી કેવી રીતે મળે તે મને સમજાવીને કહો." ત્યારે ગૌતમ સ્વામી બોલ્યા– "બારસે ચોતરીસનું વ્રત કર્યાથી તે પદવી મળે છે ને તે વ્રત કીધાથી બહુ ફળ મળે છે." રાજાએ કહ્યું કે "એ વ્રત કેવી રીતે કરવું તે કહો." ત્યારે ગોતમ બોલ્યા કે "તે હું હમણાં તને કહું છું તે સાંભળ તથા વ્રત કેવી રીતે કરવું તે પણ કહું છું અને ધર્મ પણ સમજાવું છું."

જંબુદ્વીપમાં સુદર્શન મેરૂ છે જેની ચારે બાજુ લવણોદધિ સમુદ્ર ફરી વળેલો છે, તેમાં અવંતી નામે દેશ છે, જેમાં ઉજ્જયની નામે નગર વસેલું છે, જેના પર હેમવરમ રાજા શિવસુંદરી રાણી સહિત રાજ્ય કરે છે. એક વખત રાજા વનમાં ક્રીડા કરવાને ગયો હતો. ત્યાં ચારણ મુનિને જોઇને સુખી થયો. તેમનાં નામ ગુણજય તથા

પરજય એમ હતાં. રાજાએ તેમને નમસ્કાર કીધા. તેમના દીલમાં તો સમતા ભાવ હતો. પછી રાજા બોલ્યો–"હે મહારાજ! મારા પર કૃપા કરીને એવું એક વ્રત આપો કે તીર્થંકર પદ પામીને મોક્ષે પહોંચું." ત્યારે કૃપાવંત ગુરૂ બોલ્યા–

"બારસે ચોત્રીસ ઉપવાસનું વ્રત ભાદરવા સુદ ૧ થી કરવા માંડવું. એમાં ૧૨૩૪ ઉપવાસ અને એકાશના કરવાં જોઈએ. જ્યારે વ્રત પુરૂં થાય ત્યારે નીચે પ્રમાણે વ્રતનું ઉદ્યાપન કરજો. ઝારી, થાલી, કળસ જિન ચૈત્યાલયમાં મુકવાં. રકેબી ચોંસઠ (૬૪) તથા એક એક અર્ગ્યું (છેલીયું) તથા બારસે ચોત્રીસ લાડવા શ્રાવકને ઘેર આપવાં તથા ચાર પ્રકારનાં દાન આપીને જન્મ સફળ કરી લેવો. આ વ્રત દશ વર્ષ અને ત્રણ મહીને અડધું થાય." અને એકાંતરે કરે તો પાંચ વર્ષ અને પોણા બેમહીને પુરૂં થાય.

આ પ્રમાણે ગુરૂને મોઢે વ્રત સાંભળીને રાજાએ વ્રત લીધું. તેણે વ્રત પુરૂં કીધું તથા ઉદ્યાપન પણ વિધિ પૂર્વક કીધું. અને અંતની વખતે સન્યાસ ધારણ કરીને અચ્યુત સ્વર્ગમાં દેવ થયો. બાવીસ સાગર વર્ષ સુધી સુખથી આયુષ્ય ભોગવ્યું અને અંતે મરણ પામ્યો, તે વિદેહ ક્ષેત્રમાં વિજયાપુરી નામે શેહેરમાં ધનંજય રાજા તથા સોમશ્રી રાણીને પેટે અવતાર લઈને તીર્થંકર પદ પામ્યો. તેમનું નામ ચંદ્રભાન પ્રભુ હતું. તેમનાં પાંચ કલ્યાણક થયાં. પછી કેવળજ્ઞાન પામીને પ્રભુ મુક્તિએ ગયા અને સિદ્ધ પદ પામ્યા. આવી રીતે આ વ્રત પાળે તેને સિદ્ધપદ મળે."

શ્રેણિકરાજાએ આ વ્રત લીધું અને ભાવથી પુરૂં કીધું. શિવસુંદરીરાણીએ પણ વ્રત લીધું અને તે પણ સોળમાં સ્વ-

ર્ગમાં જન્મી. જે પુરૂષ અથવા સ્ત્રી આ વ્રત કરશે તે તીર્થંકર પદ પામશે. જે ભવ્યજન આ વ્રત ભાવથી કરશે તેને સંપૂર્ણ શ્રેય (લક્ષ્મિ) મળશે. કથાકોશમાં આ કથા લખેલી છે તેનું આ ભાષાંતર છે જે સંવત અગીઆરસો બાત્રીસમાં સહુસારપુરમાં ભટ્ટારક પદ્મગુલાલીએ રચેલી છે. આ વ્રતના 'ૐ હ્રીં અસિઆઉસા ચારિત્રશુદ્ધિ વ્રતેભ્યો નમઃ' એમ મંત્ર ભણીને ૧૦૮ જાપ દેવા.

આ પ્રમાણે બારસે ચોત્રીસ વ્રત કથા પૂર્ણ થઈ.

(૧૯)

## શ્રી ઔષધદાન કથા.

સોરઠ દેશમાં દ્વારામતી નામે નગર હતું, જેને હમણાં દ્વારકા કહે છે. ત્યાં યાદવ વંશના છેલ્લા નારાયણ કૃષ્ણ રેહેતા હતા. તેમને સત્યભામા વગેરે સોલ હજાર સ્ત્રીઓ હતી. તે એક દહાડો નેમનાથસ્વામીનાં દર્શન કરવા નીકળ્યા હતાં. ત્યારેં રસ્તે તેમણે સુવ્રત નામના મુનિને જોયાં, તે તપશ્ચરણમાં મચેલા હતા, પણ તેમનું શરીર કંઈ રોગ થવાને લીધે તદન ક્ષીણ થતું હતું. કૃષ્ણએ ઘણા ભકિત ભાવથી તેમને નમસ્કાર કીધા. અને તેમની સાથે જીવકાખ્ય નામે વૈદ્ય હતા, તેને કહ્યું કે "મુનિની પ્રકૃતિને માફક આવે એવી શુદ્ધ ઔષધી તૈયાર કરો અને મુનિને આહાર વખતે આપજો." તે પ્રમાણે વૈદ્યે શુદ્ધ ઔષધી તૈયાર કીધી. અને જ્યારે મુનિ આહાર લેવાને તેમને ઘેર પધાર્યા તે વખતે તેમણે મિષ્ટ લાડુ કરીને તેમાં તે ઔષધી નાખી મુનિને તેનો આહાર આપ્યો. તે શુદ્ધ અને

યોગ્ય ઔષધિને લીધે મુનિનું શરીર રોગ રહીત થયું. આ ઔષધ દાનના પ્રભાવે કૃષ્ણને તીર્થંકર ગોત્રનો બંધ પડયો. પછી કેટલેક દિવસે કૃષ્ણ તેજ મુનિના દર્શન કરવા ગયા. મુનિને નમસ્કાર કીધા અને મુનિનું શરીર નિરોગી થયેલું જોઈ કેહેવા લાગ્યા કે "મહારાજ, આપણા શરીરને સમાધાન છે કે?"

મુનિએ કહ્યું—"આ કાયા નાશવંત છે. ક્ષણમાં તરેહ તરેહ જાતના રોગોથી ભરેલું છે. આવા ક્ષણભંગુર દેહ વિષે સમાધાન અથવા ઉચાટ રાખવો, એ નિરૂપયોગી છે." આવું મુનિનું ભાષણ સાંભળીને કૃષ્ણને ઘણો આનંદ થયો અને તે આ મુનિની ઘણી કીર્તિ ગાવા લાગ્યા. આ તરફ જીવકાખ્ય વૈદ બેઠો હતો તે મનમાં કેહેવા લાગ્યો કે આટલી બધી મેહેનત લઇને મુનિને ઔષધ આપ્યું, તેના બદલામાં મુનિ મારી પ્રશંસા કરતા નથી એ શું?" એમ કહી તે ઘણો ગુસ્સે થયે. અને મુનિની નિંદા કરવા લાગ્યો, જેથી આર્તધ્યાનને લીધે મરીને તે વાંદરો થઈ નર્મદા નદીને કાંઠે (કિનારે) રહ્યો. મુનિ પદવીમાં પોતાના શરીર ઉપર મોહ મટી જાય છે, તેથી તેના શરીર સુખ માટે કોઇએ કંઈ પણ ઉપચાર કીધો હોય તોપણ તે પોતાને માટે સુખ માનતા નથી, અને તે માટે કોઈની પ્રશંસા પણ કરતા નથી, એવું આ મુનિવ્રત છે. તે પ્રમાણે તેણે વ્રત સંભાળવા માટે વૈદ્યની પ્રશંસા કીધી નહી. પણ અજ્ઞાન લોકો મનોવિકારને સ્વાધીન થઈને વિનાકારણ સાધુ પુરૂષને દોષ દે છે, તેથી પોતેજ દુર્ગતિનાં દુઃખ ભોગવે છે.

પછી કેટલાક દીવસ બાદ એક દહાડો આ સુવ્રત મુનિ એક ઝાડ નીચે ધ્યાન ધરીને બેઠા હતા એટલામાં ઓચિંતા

તે ઝાડની ડાળ તુટીને મુનિના અંગપર પડી અને તેને લીધે મોટો ઘા પડીને લોહી વેહેવા લાગ્યું. અને એવી તો તીવ્ર વેદના થતી હતી તોપણ મુનિએ ધ્યાન કંઈ છોડયું નહી. એટલામાં તે વૈદ્યનો જીવ વાંદરો આ ઠેકાણે આવ્યો અને મુનિને જોઈ તેને જાતિ સ્મરણ થયું. તેને લાગ્યું કે પૂર્વ જન્મે આજ મુનિને મેં ઔષધ આપ્યું હતું, પછી તેણે પોતાનો ક્રોધ ભાવ છોડીને મુનિના અંગપર પડેલી ડાળી ખસેડી નાંખી અને પૂર્વ જન્મનાં વૈદ્યપણાને લીધે તેને કંઇ ઔષધનું જ્ઞાન હતું, તે પ્રમાણે તેણે ઔષધ લાવી ઘસી મુનિના ઘા પર લગાડયું, જેથી મુનિને તરતજ આરામ થયો. પછી તે વાંદરો મુનિ પાસે બેઠો. મુનિનું ધ્યાન પુરૂં થયું, ત્યારે મુનિએ અવધિ-જ્ઞાનને બળે તે વાંદરાના પૂર્વ ભવાંતર કહ્યાં અને તેને સદ્-બોધ આપ્યો. મુનિને મોઢે તેણે ધર્મ સ્વરૂપ સાંભળીને સમ્યક્ત લીધું, પાંચ અણુવ્રત લીધાં અને મુનિને નમસ્કાર કરીને પોતાને ઠેકાણે ગયો. ત્યાં તે યથોક્ત રીતે વ્રત પાળી મરણ વખતે સાત દિવસ પેહેલાં સન્યાસ લઈ મરણ પામ્યો. અને સૌધર્મ સ્વર્ગમાં દેવ થયો.

આ કથામાં ધ્યાનમાં રાખવા જેવી બે ચીજ મૂખ્ય છે. એક તો એ કે આપણી પ્રશંસા લોકે કીધી નહીં તે માટે ગુસ્સામાં આવી તેજ ઉચાટમાં વિદ્વાન પુરૂષ પણ મરીને વાંદરો થયો. અને બીજી એ કે વાંદરાનો જીવ ઔષધ દાનના પ્રભાવે કરી તેમજ સમ્યક્ત અને પાંચ અણુવ્રત પાળવાથી સ્વર્ગમાં દેવ થયો.

આ પ્રમાણે ઔષધદાન વ્રત કથા સંપૂર્ણ થઈ.



(૧૬)

# परधन लोभ कथा.

પુર્વે કપિલા નગરીમાં રત્નપ્રભા રાજા રાજ્ય કરતો હતો. તેની રાણીનું નામ વિદ્યુતપ્રભા હતું. તેજ શેહેરમાં જિનદત્ત નામે એક સાહુકાર હતો. તેની ધર્મ પર ઠીક શ્રદ્ધા હતી. તે રોજ શાસ્ત્ર સાંભળતો અને નમોકાર મંત્ર જપતો. તે બુદ્ધિમાં પણ ઘણો હુશીયાર હતો. તેને રાજા પાસે ઘણું માન મળતું હતું. તેજ શહેરમાં બીજો એક સાહુકાર પિણ્યાકગંધ નામે હતો, તેની પાસે બત્રીસ ( ૩૨ ) કરોડ રૂપીઆ હતા, તોપણ તે ઘણો કૃપણ હતો. પૈસાનો તે ઘણો લોભી હતો. તેની સ્ત્રીનું નામ સુંદરી હતું. અને તેના છોકરાનું નામ વિષ્ણુદત્ત હતું. તેની સ્ત્રી સ્વભાવે ઘણી પાપી હતી. એક દહાડો રાજાએ શેહેરની બાહાર એક તળાવ ખોદવાનો હુકમ કર્યો. તે ખોદવા સારૂ હજારો મજુર કામે લાગ્યા હતા. ખોદતાં ખોદતાં એક મજુરને સોનાના બે થાંભલા મળ્યા. તે માટીમાં ઘણા દિવસ પડી રહેવાને લીધે કાળા થઇ ગયા હતા. તે ઉપરથી તે લોખંડના છે એમ તેને લાગ્યું. તેમાંથી એક થાંભલો લઇને તે મજુર જિનદત્ત સાહુકારને ઘેર ગયો. અને તે થાંભલો તેને દેખાડીને આ વેચવાનો છે એમ કહ્યું. જિનદત્તને પણ પેહેલાં તે લોખંડનો છે એમ લાગ્યું, તેથી તેના લોખંડના ભાવે તેને પૈસા આપી વેચાતો લીધો. તે મજુરના ચાલ્યા જવા પછી વધારે ચોકસી કરીને જોયું તો તે થાંભલો સોનાનો છે એવી પક્કી ખાતરી થઈ. તેને લાગ્યું કે આ પારકો પૈસો છે. આને ઘરમાં રાખવો એ મોટું પાપ છે, આમ સમજીને તેણે તે દ્રવ્ય ખરચ કરીને

કેટલીક પ્રતિમા કરવી અને તેની પ્રતિષ્ઠા વગેરે કરીને ધર્મ કૃત્યમાં તે બધો પૈસો ખરચ્યો.

પછી કેટલેક દિવસે તે મજુર બીજો એક થાંભલો લઇને જિનદત્ત પાસે આવ્યો. ત્યારે જિનદત્તે આ પરદ્રવ્ય છે એમ સમજી તે થાંભલો લીધો નહીં ત્યારે તે મજુર ત્યાંથી નીકળી પિણ્યાકગંધ સાહુકારને ઘેર ગયો. અને તેને તે તરતજ સોનાનો છે એમ સમજી તેણે લોખંડની કીમતના પૈસા આપ્યા. તે મજુર પૈસા લઇને નિકળ્યો ત્યારે પિણ્યાકગંધ તેને કેહેવા લાગ્યો કે "આવા થાંભલા જેટલા મળે એટલા લઈ આવજે. હું તે લઈ તેના તને પૈસા આપીશ." તે પ્રમાણે તેણે મજુર પાસે અઠાણું (૯૮) થાંભલા લીધા. પછી એક દહાડો પિણ્યાકગંધને પોતાની ભાણેજના લગ્ન માટે પિંપળગામ જવાનો વખત આવ્યો. ત્યારે તેણે પોતાના છોકરા વિષ્ણુદત્તને કહ્યું કે હું ગામ જાઉં છું. પેલો મજુર થાંભલો લઇને આવે તો તે લેજે, એમ કહીને તે ગયો.

પછી એક દહાડો તે મજુર એક થાંભલો લઇ વિષ્ણુદત્ત પાસે આવ્યો. તેણે તે સોનાનો થાંભલો છે એમ જાણીને અને આ વેચનાર લોખંડની કીંમતે વેચે છે, તેથી આ પરધન છે તે આવી રીતે લેવું એ પાપ છે, એવું તેને લાગ્યું, તેથી તેણે લીધો નહી. પછી એક દહાડો તળાવ ખોદાતું હતું તેજ જગાપર રાજા સહેજે જોવા માટે ગયો. ત્યારે એક થાંભલો નજરે પડયો, તે સોનાનો છે, એમ તેણે ઓળખી કાઢયો. અને વધારે તપાસ કરવા લાગ્યો. એટલામાં એક પેટી તાંબાના પત્રા સહિત તેની નજરે પડી. તે તાંબાનો

પત્ર તેણે વાંચ્યો, તેથી આવા થાંભલા ઘણા હોવા જોઇએ તે ક્યાં ગયાં એમ કરીને ત્યાંના લોકોને પૂછવા લાગ્યો. ત્યારે તે મજુરે કહ્યું કે એક થાંભલો જિનદત્ત સાહુકારને ઘેર લઈ જઇ વેચ્યો છે અને અઠ્ઠાણું (૯૮) થાંભલા પિણ્યાકગંધ સાહુકારને લઈ જઈ વેચ્યા છે.

આ સાંભળી રાજાએ જિનદત્ત સાહુકારને પુછયું, તે વખતે જિનદત્તે રાજાને ખરેખરી હકીકત કહી અને તે થાંભલામાંના પૈસામાંનો એક પણ તેણે ઘરમાં ન રાખતાં બધા પૈસા ધર્મ માર્ગે ખર્ચી નાખ્યાં છે, એમ કહી તેણે બધી પ્રતિમા રાજાને દેખાડી, તે જોઈ રાજાને ઘણો સંતોષ થયો. તેણે જીનદત્તના ઘણાં વખાણ કર્યાં અને તેને કપડાં, લત્તાં, દાગીના વગેરે ઇનામમાં આપ્યાં. પછી જિનદત્ત પોતાને ઘેર ગયો. પછી પિણ્યાકગંધ ઘેર ન હોવાથી તેના ઘરના સર્વે માણસોને કેદ કીધા. તેનું ઘર લુટયું. તેમાં નવો જુનો જેટલો માલ મળ્યો એટલો બધો જપ્ત કરી રાજાએ લઇ લીધો. પછી પિણ્યાકગંધે બેહેનને ગામથી ઘેર આવતાં ઘરના આ સમાચાર સાંભળ્યા. તે વખતે તેના મનમાં ઘણો ખળભળાટ થયો. તેણે કહ્યું "અરેરે! આવે વખતે મને બહારગામ જવાની કેમ મતિ સુઝી? મારૂં સર્વસ્થ ગયું." એમ કહીને તે ઘણો ખીજવાયો અને તેણે ગુસ્સાનાં જોસ્સામાં મોટો પથરો લઇ પોતાના પગપર માર્યો તેને લીધે તેને અતિશય દુઃખ થયું અને તે મરણ પામ્યો અને તેનો જીવ છઠ્ઠે નરકે ગયો.

જુઓ, જે પારકા પૈસાની ઇચ્છા રાખે છે તેને આ જન્મે ઘણાં દુઃખો ખમવાં પડે છે અને મુઆ પછી દુર્ગ-

તિના દુઃખ ભોગવવાં પડે છે. ચોરીનો માલ લેવો અથવા કોઈનું પડેલું લેવું એ મોટું પાપ છે, તેથી અનીતિનો લોભ કોઈ વખતે પણ મનમાં લાવવો નહી. ગુજરાતી ચોપડીની કેહેવત "લુચાઇ કર્યા સિવાય પૈસો મળતો નથી!" આવું કેહેનારા લોકોએ ઉપલી કથા ઉપર ધ્યાન પહોંચાડવું.

આ પ્રમાણે પરધન પર લોભ શાખનારની કથા પૂર્ણ થઈ.

(૧૭)

## मुकुट सप्तमी (मोढिया सातम) व्रत कथा.

" પંચ પરમ પદ પ્રણમી, શારદ માત નમાય,
મુકુટ સપ્તમી વ્રત કથા, ભાષા કહું બનાય. "

જંબુદ્વીપમાં કુરૂજાંગલ દેશમાં હસ્તિનાપુર નગર છે. ત્યાંના રાજા વિજયસેનની રાણી વિજયાવતીને બે કન્યાઓ-એક મુકુટ શેખરી નામે અને બીજી વિધિ શેખરી નામે હતી. એ બન્ને બહેનોમાં પરસ્પર પ્રેમ ઘણો હતો; તે એટલે સુધી કે એક બીજી વિના એક પલવાર પણ જૂદી રહી શકતી ન હતી. એટલે રાજાએ તે બન્ને કન્યાઓને અયોધ્યા નગરીના રાજપુત્ર તિલકમણિને પરણાવી દીધી.

એક દિવસ બુદ્ધિસાગર અને સુબુદ્ધિસાગર નામના બે ચારણ મુનિ આહારના નિમિત્તથી તે નગરીમાં આવ્યા. રાજાએ તેમને વિધિ પૂર્વક પડગાહના કરી આહાર આપ્યો અને ધર્મોપદેશ સાંભળ્યા પછી રાજાએ પૂછ્યું કે હે! નાથ! મારી આ બંન્ને પુત્રિઓમાં પરસ્પર આટલો પ્રેમ વધારે

થવાનું કારણ શું ? ત્યારે શ્રી ઋષિરાજ બોલ્યા:-"આ નગરમાં ધનદત્ત નામના એક શેઠ હતા. તેમને જીનમતિ નામની એક કન્યા હતી. વળી ત્યાં એક માળીની વનસતી નામની કન્યા પણ હતી. એ બન્ને કન્યાઓએ મુનિ પાસેથી ધર્મોપદેશ સાંભળી મુકુટ સપ્તમીનું વ્રત લીધું. પછી એક વખત એ બન્ને કન્યાઓ બાગમાં ખેલતી આનંદ લેતી હતી, ત્યાં એક સર્પ ડંખ માર્યો એટલે તેઓ નવકાર મંત્રનું આરાધન કરી દેવી થઈ અને દેવીનું આયુષ્ય પુરૂં કરી તેઓ તમારી પુત્રી થઇ. આથી તે બન્નેમાં આ પ્રેમ ભવાંતરથી ચાલ્યો આવ્યો છે. આમ ભવાન્તરની કથા સાંભળી તે બન્ને કન્યાઓએ પહેલાં શ્રાવકના પાંચ અણુવ્રત-(અહિંસા, સત્ય, અચૌર્ય, સ્વસ્ત્રી,-સંતોષ અને પરિગ્રહ પ્રમાણ), ત્રણ ગુણવ્રત-(દિગવ્રત, દેશવ્રત અને અનર્થદંડ વ્રત)-અને ચાર શિક્ષા વ્રત-(સામાયક, પ્રોષધોપવાસ, ભોગોપભોગ, અને અતિથિ સંવિભાગ,) એમ બાર વ્રત લીધાં અને ફરી મુકુટ સપ્તમીનું વ્રત પણ લીધું. તેઓ દરેક વરસ શ્રાવણ સુદ સાતમના દિને પ્રોષધ ઉપવાસ કરતી અને " ૐ હ્રીં શ્રી વૃષભ તીર્થંકરેભ્યો નમઃ" એ મંત્રનો જાપ કરતી હતી અને વળી અષ્ટ દ્રવ્ય લઈ જિન મંદિરમાં જઇ ભાવ સાથે જિન ભગવાનની પૂજા કરતી. આમ આ વ્રત તે બન્ને કન્યાઓએ સાત વરસ સુધો વિધિ સાથે કર્યું. પછી વિધિ સાથે ઉદ્યાપન કરી સાત સાત ઉપકરણો મંદિરમાં ભેટ આપ્યાં. આવી રીતે તેઓએ તે વ્રત પુરૂં કર્યું અને છેવટે સમાધિમરણ કરીને સોળમાં સ્વર્ગમાં સ્ત્રી લીંગ છેદીને ઇન્દ્ર અને પ્રત્યેન્દ્ર તેઓ થઇ. ત્યાં દેવલોકનું સુખ ભોગવ્યું અને ધર્મ-ધ્યાનમાં વધારે વખત વીતાવ્યો. પછી ત્યાંથી આયુષ્ય

પુરૂં કરી તેઓ મનુષ્ય થઇ કર્મોનો નાશ કરી મોક્ષ જશે. આવી રીતે શેઠની અને માળીની કન્યાઓએ મુકુટ સપ્તમીનું વ્રત પાળીને સ્વર્ગોનું અથાગ સુખ ભોગવ્યું અને ત્યાંથી મનુષ્ય જન્મ પામીને મોક્ષે જશે. ધન્ય છે તેવા ભવ્ય જીવોને કે જેઓ ભાવ સહીત આવું વ્રત પાળે છે. તેઓ પણ આ પ્રમાણે સુખોને પામશે.

"શ્રેષ્ઠી અરૂ માલી સુતા, મુકુટ સાતમ વ્રત ધાર,
ભયે ઇન્દ્ર પ્રત્યેન્દ્ર દ્વય, અરૂ હુઇ હૈં ભવપાર."



(૧૮)

## मौन एकादशी ( अग्यारस ) व्रत कथा.

"ઘાતિ ઘાત કેવલ લહો, લહો ચતુષ્ક અનંત.
સરળ મોક્ષ મગ જિન કિયો, વન્દું સો અર્હંત."

જમ્બુદ્વીપમાં ભરત ક્ષેત્ર વિષે કૌશલ્ય નામનો દેશ છે. ત્યાં યમુના નદીના કિનારા પર કૌશમ્બી નામની નગરી છે. એ નગરમાં પરમ પૂજ્ય છઠ્ઠા તીર્થંકર શ્રીપદ્મપ્રભુનો જન્મ કલ્યાણક થયો હતો. એક વાર આ નગરમાં હરિવાહન નામના રાજા અને તેમની પટ્ટરાણી શશિપ્રભા નામની હતી. તેમના રાજપુત્રનું નામ સુકોશલ હતું. આ રાજકુમાર બધી વિદ્યા અને કલાઓમાં પ્રવીણ હતો પણ હમેંશા ખેલ તમાશા વિગેરે ક્રીડાઓમાં-રમતોમાં મશગુલ રહેતો. રાજ્યના કામકાજ ઉપર તે જરાપણ ધ્યાન દેતો નહિં. આથી રાજાને હમેશાં ચિંતા રહેવા લાગી કે રાજપુત્ર રાજ્યના કામમાં ધ્યાન દેતો નથી તો તે આગળ ઉપર કેવી રીતે કામ ચલાવશે?

હવે એકવાર ભાગ્ય ખુલવાથી સોમપ્રભુ નામના મહામુનિરાજ સંઘ વિહાર કરતા કરતા આ નગરીના બાગમાં પધાર્યા. રાજાએ વનમાળી પાસેથી આ શુભ સમાચાર સાંભળ્યા. નગરના લોકો સાથે ખુશ થઈ શ્રી રાજગુરૂના દર્શન માટે રાજા નીકળ્યા. અને શ્રીગુરૂ પાસે પહોંચી ભક્તિ ભાવથી વંદના સ્તુતિ કરી અને ધર્મનો બોધ સાંભળવાની ઇચ્છાથી નમસ્કાર કરી બેઠા. શ્રીગુરૂએ પહેલાં મિથ્યાત્વને દૂર કરવાવાળા અને સંસારથી ભય ઉપજાવે તેવા મોક્ષમાર્ગનું વ્યાખ્યાન સંભળાવ્યું, મુનિ અને શ્રાવકોના ધર્મને જૂદો જૂદો સમજાવ્યો અને એમ પણ બતાવ્યું કે એ શ્રાવક ધર્મ પણ મુનિધર્મનું કારણ છે અને મુનિધર્મ સાક્ષાત્ મોક્ષનું કારણ છે, આથી શ્રાવક ધર્મને પણ પરંપરા મોક્ષનું કારણ સમજવું જોઇએ. ખરી રીતે તો ભવ્ય જીવોએ તો મુનિધર્મજ પાળવો જોઇએ, પણ જો શક્તિ ઓછી હોય તો, એકદમ મુનિધર્મ ધારણ ન કરી શકાય તો છેવટ પ્રતિમારુપ શ્રાવકનો ધર્મ પણ ધારણ કરે. હંમેશા પોતાના ભાવોને વધારે અને શરીરાદિ ઈંદ્રિયો તથા મનને વશ કરતા રહે અને ત્યારેજ ઉત્તમ સુખ પામી શકે. માત્ર અભ્યાસ માટેજ શ્રાવક ધર્મ છે, તેથી તેમાં આનંદ માની અને તેમાંજ બધું આવી ગયું એમ ન કરવું જોઇએ પણ મુનિ ધર્મની ભાવના ભાવતાં ભાવતાં તે માટે તૈયાર રહેવું જોઇએ. રાજાએ આ ઉપદેશ સાંભળી પોતાની શક્તિ પ્રમાણે વ્રતો ધારણ કર્યાં અને તેથી વધુ બાબતો પર શ્રદ્ધા ધારી. પછી અવસર જોઇ પૂછવા લાગ્યા કે હે! નાથ ! મારો પુત્ર વિદ્યા વિગેરેમાં પ્રવીણ છે છતાં પણ બાલ ક્રીડાઓમાં–રમતોમાં રચ્યો પચ્યો રહે છે અને રાજ્ય ધર્મ કાંઇ પણ સમજતો નથી તો ચિંતા થાય છે કે ભવિષ્યમાં રાજ્યની સ્થિતિ કેવી રહેશે ?

રાજાનો સવાલ સાંભળી શ્રી ગુરૂએ કહ્યું–આ દેશના ક્રુટ નામે નગરમાં રણસિંહ અને તેની રાણી ત્રિલોચના નામની હતી. વળી આ નગરમાં એક કણબી રહેતો હતો, તેની પુત્રી તુંગભદ્રા હતી. ભાગ્ય ફુટવાથી આ કન્યાના બાળપણમાંજ માતા પીતા, ભાઈ ભાંડુ વિગેરે બધાંય મરી ગયા, અને આ અનાથ બાળ એકલી અન્ન વસ્ત્ર વિનાની થઈ ગઈ, અને જૂઠન (એઠું) પર પેટ ભરતી પોતાના દિવસ કાઢવા લાગી.

તે કન્યા જ્યારે આઠ વરસની થઈ હતી ત્યારે એક દિન ઘાસ કાપવા વનમાં ગઈ હતી. ત્યાં પિહીતાશ્રવ નામે મુનિરાજના દર્શન તેને થયાં. આ બાળા પણ બીજા લોકની માફક શ્રીગુરુને નમસ્કાર કરી ધર્મ સાંભળવા લાગી. ભૂખની વેદનાએ તેને ગભરાવી તેથી તેને કંઈ પણ સમજવામાં આવતું નહોતું. તેથી તે દુઃખી કન્યાએ દુઃખથી ડરી શ્રી ગુરુને પૂછયું કે હે દયાના સમુદ્ર એવા ગુરુદેવ! હું જન્મભરની અનાથિની અન્ન વસ્ત્ર સુધીનું પણ દુઃખ પામી રહી છું. એથી મહેર કરી એવો કોઈ ઉપાય બતાવો કે જેથી મારૂં દુઃખ દૂર થાય. ત્યારે શ્રી ગુરુએ કહ્યું કે પુત્રી! આ બધું તારા પૂર્વજન્મના પાપોનું ફલ છે. હવે તું શ્રી જિન દેવ, નિર્ગ્રંથ ગુરુ અને દયામયી ધર્મ પર શ્રદ્ધા ધરી ભાવ સહીત મોન એકાદશી વ્રત પાળ કે જેથી તારાં પાપ નાશ પામે અને સંસારનો પણ અંત આવે. સાંભળ. એ વ્રતની કથા આ પ્રમાણે છેઃ—

માગસર વદી અગીયારશનો સોળ પહેરનો ઉપવાસ કર અને એ સોળે પહોર જિન મંદિરમાં ધર્મકથા તથા પૂજા અભિષેક વિગેરે ધર્મધ્યાનમાં વિતાડ અને ત્રિકાળ સામાયક

કર, સોળે પહોર કંઇ પણ મોંઢેથી બોલ નહિં, હાથ, નાક આંખ વીગેરેથી કંઇ પણ સંકેત ન કર. આવી રીતે જ્યારે સોળ પહોર થાય ત્યારે બારસના બપોરના વખતે પૂજા અભિષેક કરી સામાયિક, અથવા સ્વાધ્યાય કરી અને વળી અતિથિ ( મુનિ, ગૃહત્યાગી ), શ્રાવક તથા સાધર્મી ગૃહસ્થ અથવા દીન કે દુઃખી ભૂખ્યા જે હોય તેમને ભોજન આપી પારણું કર. જે કોઇ વ્રતી હોય તેમને નારીયેળ અથવા ખારેક કે બદામ આપ ( વ્હેંચ ). આ પ્રમાણે અગીઆર વરસ સુધી આ વ્રત કરીને પછી ઉદ્યાપન કર અને જો ઉદ્યાપન માટે શક્તિ ન હોય તો વ્રત બીજીવાર કર. ઉદ્યાપનની વિધિ આ પ્રમાણે છેઃ–જરૂર હોય તો જિનમંદિર બનાવે, ચોવીશ મહારાજની પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવરાવી પધરાવે, ઘંટા, ઝાલર, ચંદરવા, ચૌકી (બાજઠ,) છત્ર, ચમર, શાસ્ત્ર વિગેરે ૨૪ જિન મંદિરમાં પધરાવે, શાસ્ત્ર ભંડારની સ્થાપના કરે, ગ્રન્થની ભેટ આપે, વિદ્યાર્થીઓને ભોજન આપે, યથાયોગ્ય સંઘને જમાડે, નારીયેળ, વિગેરે ફળ પોતાના ધર્મ બંધુઓને વ્હેંચે, મહાપુજા વિધાન કરે; દુઃખી અપંગોને ભોજન વસ્ત્ર ઔષધ વિગેરેનું દાન કરે. ભય પામેલા જીવોને અભયદાન આપે વિગેરે વિધિ તે ગરીબ કન્યાએ સાંભળી અને ભાવ સહીત આ વ્રતનું પાલન કર્યું અને અન્ત સમયે સંન્યાસ સાથે ણમોકાર મંત્રનું સ્મરણ કરતી શરીર છોડી તારા ઘરે આ પુત્ર થયો છે. આ પુત્ર ચર્મ શરીરી છે (તેજ ભવે મોક્ષ જાય તે ચર્મ શરીરી) અને તેથી રાજમાર્ગોમાં તેનું મન લાગતું નથી. આ પુત્ર થોડોજ વખત ઘેર રહેશે.

રાજા આ પ્રમાણે શ્રી ગુરૂ પાસેથી પોતાના પુત્રનું

વૃત્તાંત સાંભળી ઘેર આવ્યા. તેઓ સંસાર, દેહ, ભોગોથી વિરાગી થઈ ગયા અને પોતાના પુત્રને પોતાની ગાદીએ બેસાડી પિહીતાશ્રવ આચાર્યની પાસે દીક્ષા લઈ લીધી અને તેમની સાથે બીજા પણ ઘણા રાજાઓએ દીક્ષા લીધી.

રાજા સુકોશલ રાજ કરવા લાગ્યા. તેમને સંસારમાં થોડુંજ મન હતું અને તેથી રાજનીતિના પ્રપંચથી અજાણ અવસ્થામાં પોતાનો વખત પસાર કરવા લાગ્યો. પછી એકવાર મતિસાગર નામના ભંડારીએ શ્રુત સાગર નામના મંત્રીને કુંક મારી કે રાજા રાજનીતિથી અજાણ છે તેથી તેને કેદ કરી હું તમને રાજા બનાવી દઉં છું; અને હું મંત્રી થઈને રહીશ, પણ આ વાત મતિસાગરનો પુત્ર જે રાજાનો બાલ ગોઠીયો હતો તેની મારફત રાજાના કાને આવી. રાજાએ મતિસાગરને આવા અધમપણાના અને ઉદ્ધતપણાના બદલામાં અપમાન કરી દેશ નિકાલ કર્યો, અને શ્રુતસાગરને બંને રાજ્યનો ભાર સોંપી પોતે પોતાના પિતાની પાસે ગયા અને દીક્ષા લઇ લીધી.

આ મતિસાગર ભંડારી ભમતાં ભમતાં દુઃખી (આર્ત-ભાવોથી) મરણ પામી સિંહ થયો. તે સિંહ વનમાં વિકરાળ રૂપ ધારણ કરી અનેક જીવોનો ઘાત કરતો ફરતો હતો. તેવામાં તે વનમાં વિહાર કરતા તે હરિવાહન અને સુકોમલ-સ્વામી આવી પહોંચ્યા. સિંહે તેમને દેખ્યા એટલે પૂર્વજન્મના વૈરના કારણે ક્રોધ કરી તેમના શરીરનો નાશ કર્યો. તે મુનિરાજો ઉપસર્ગ જાણી નિશ્ચલ થયા અને શુકલ ધ્યાનને ધારણ કરી આત્મામાં મગ્ન થઈ ગયા. આથી સિંહ શાંત પડી ત્યાંથી ચાલ્યો ગયો અને તે મુનિ અન્તકૃત કેવલી બની

સિદ્ધ પદને પામ્યા અને તે સિંહ મુનિની હત્યાના કારણથી મરણ પામી નરકમાં ઘોર દુઃખો ભોગવવાને ચાલ્યો ગયો. ખરેખર! પ્રાણી પોતાનાજ કરેલાં શુભ અશુભ કર્મોનાં ફલ-સુખ દુઃખ ભોગવ્યા કરે છે. આ પ્રમાણે એક ગરીબ કન્યા-એ પણ મૌન એકાદશી વ્રત શ્રદ્ધા અને વળી ભક્તિ સાથે પાળ્યું અને તેના પરિણામે તે સુકૌશલ સ્વામી બની સર્વ કર્મોનો નાશ કરી સિદ્ધ પદને પામી, તો જે ભવ્ય જીવ આ વ્રતને જ્ઞાન અને શ્રદ્ધા સાથે પાળે, તે પણ ખચિતજ સૌથી ઉત્તમ સુખોને પામશે.

"તુંગ ભદ્ર કન્યા કિયો, મૌન વ્રત ચિત્ત ધાર,
પાયો અવિચલ સિદ્ધ પદ, કીયે કર્મ સબ છાર."



(૧૮)

## શ્રી શ્રુતસ્કંધ વ્રત કથા.

"શ્રુતસ્કંધ વંદું સદા. મનવચ શીશ નવાય,
જા પ્રસાદ વિદ્યા લહૂં, કહૂં કથા સુખદાય"

જમ્બુદ્વીપના ભરત ક્ષેત્ર વિષે એક અંગ નામનો દેશ છે. તે દેશના પાટલીપુત્ર (પટના) નગરમાં રાજા ચંદ્રરુચિની પટ્ટરાણી ચંદ્રપ્રભાને શ્રુતશાલની નામની અક ઘણીજ રૂપવાન કન્યા હતી. તે રાજાએ આ કન્યાને જીનમતિ નામની આર્યાની (ગોરાણીની) પાસે ભણવા બેસાડી એથી તે કન્યા થોડાજ દિનમાં વિદ્યાઓમાં પારાંગત થઈ ગઈ. તેણે એક દિન ચૌકીપર (બાજઠ પર) શ્રુત સ્કંધ મંડલ (યંત્ર) બનાવ્યું, આ દેખીને ગોરાણીને આશ્ચર્ય થયું અને આ કન્યાના બહુ વખાણ કર્યા.

અને તેના સમજવા આવ્યું કે હવે આ કન્યા વિદ્યામાં પૂરી થઇ ચૂકી છે, આથી તેણીએ તે કન્યાને આનંદ સાથે પોતાના પિતાને ઘેર-રાજાના ઘેર-જવાની આજ્ઞા આપી. રાજા આ કન્યાને વિદ્યામાં પ્રવીણ જાણી ઘણો ખુશ થયો અને ગોરાણીની ઘણી ઘણી સ્તુતિ કરી અને યોગ્ય ભેટ આપી. પછી એક દીન આ નગરીના બાગમાં શ્રી વર્ધમાન મુનિ આવી ચઢયા. આ સમાચાર સાંભળી રાજા પોતાના પરિવાર સાથે અને પોતાના નગરના લોક સાથે ઉત્સાહથી મુનિ વંદના માટે ગયા અને ભક્તિપૂવક વંદના કરી મુનિના ચરણ પાસે બેઠા. મુનિએ ધર્મવૃદ્ધિ કહીને ધર્મનું સ્વરૂપ સમજાવ્યું, જે સાંભળી લોકોએ યથાશક્તિ વ્રતાદિક લીધાં. પછી રાજાએ પોતાની કન્યા તરફ જોઈ મુનિને પૂછયું કે હે ઋષિરાજ! આ કન્યા કયા પુણ્યથી આવી રૂપવાળી અને વિદ્યામાં નિપુણ થઇ છે? ત્યારે મુનિશ્રીએ કહ્યું:—

આ જંબુદ્વીપની પૂર્વે વિદેહ સંબંધી પુષ્કલાવતી દેશમાં પુંડરીકની નામે નગરી છે. ત્યાંના રાજા ગુણભદ્ર અને રાણી ગુણવતી હતી. એક વખત રાજા અને રાણી પરિવાર સાથે શ્રી સીમંધર સ્વામીની વંદના કરવા ગયા અને યથાયોગ્ય ભકિત વંદના કરી બેઠા અને મુનિશ્રી પાસેથી સાત તત્ત્વ (જીવ, અજીવ, આસ્રવ, બંધ, સંવર, નિર્જરા, અને મોક્ષ) અને પુણ્ય પાપનું સ્વરૂપ સાંભળ્યું. પછી રાજાએ શ્રી ગુરૂને પૂછયું કે હે પ્રભુ! કૃપા કરી શ્રુતસ્કંધ વ્રતનું શું સ્વરૂપ છે તે સમજાવો, ત્યારે ગણધર મહારાજે કહ્યું કે શ્રી જિનેંદ્ર ભગવાનની દિવ્ય ધ્વનિ સાતિશય નિરક્ષરી (વાણી) મેઘની ગર્જનાની માફક ૐ કાર રૂપ ભવ્ય જીવોના હિત માટે

તેમના પુણ્યના અતિશયના કારણથી ભગવાનના વચન દ્વારા ( વચનવર્ગણાના ઉદ્ગારથી ) ખરે છે. એ વાણીને સભાજનો પોત પોતાની ભાષામાં સમજી લ્યે છે. આવી વાણીનું કથન ચાર જ્ઞાનધારી (મતિ, શ્રુતિ, અવધિ અને મનઃ પર્યય એ ચાર જ્ઞાન) ગણનાયક મુનિએ ટુંક જ્ઞાની જીવોના સંબોધન માટે આચારાંગ, સૂત્રકૃતાંગ, સ્થાનાંગ, સમવાયાંગ, વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ, જ્ઞાતૃકથાંગ, ઉપાસકાધ્યયનાંગ, અંતકૃતદશાંગ, અનુત્તરોપપાદક દશાંગ, પ્રશ્ન વ્યાકરણાંગ, સૂત્ર વિપાકાંગ અને દૃષ્ટિ પ્રવાદાંગ એ પ્રમાણે દ્વાદશાંગ ( દ્વાદશાંગ એટલે બાર અંગ ) રૂપે કરી. પછી તેના આધારથી જુદા જુદા મુનિઓએ પણ ભેદ અભેદ સાથે પોતાના દેશની ભાષાઓમાં કથન કર્યું. આ જીનેંદ્રની વાણી બધા લોક અને અલોકનું સ્વરૂપ અને ત્રણ કાલના પદાર્થોને બતાવનારી છે, બધાં પ્રાણીઓને હિતકારી, મિથ્યા મતને નાશ કરનારી, પૂર્વાપરના વિરોધોથી રહિત અને અનુપમ છે. જે ભવ્ય જીવ આ વાણીને સાંભળી, હૃદયમાં ઉતારે છે અથવા તેની ભાવના ભાવી વ્રત સંયમ ધારણ કરે છે તે પણ અનેક શાસ્ત્રોમાં પારંગત થઇ જાય છે. આ શ્રુતસ્કંધ વ્રતની વિધિ આ પ્રમાણે છે. ભાદરવા માસમાં હંમેશાં શ્રી જિનમંદિરમાં શ્રુતસ્કંધ મંડલ (યંત્ર) સ્થાપી શ્રુત સ્કંધનું પૂજા વિધાન કરે અને એક મહિનામાં સૌથી શ્રેષ્ઠ ૧૬, મધ્યમ ૧૦ અને જઘન્ય છેવટ આઠ ઉપવાસ કરે. પારણાના દીવસે શક્તિ મુજબ રસ વિનાનું અર્થાત્ રસ છોડી અથવા થોડા એકબે રસ છોડી એકવાર જમે. આમ આ વ્રત બાર વરસ સુધી અથવા પાંચ વરસ સુધી કરે, પછી ઉદ્યાપન કરે. બાર બાર ઉપકરણો–ઘંટ, ઝાલર, પૂજનનાં વાસણ, છત્ર, ચમર,

ચંદરવો, ચોકી (બાજઠ), પોથી, બાંધણું, વસ્ત્ર વિગેરે મંદિ-રમાં ભેટ આપે, શાસ્ત્ર લખાવી મંદિરમાં પધરાવે તથા શ્રાવકોને ભેટ આપે અને શાસ્ત્ર ભંડારની સંભાળ લ્યે, નવીન વિદ્યા મંદિર બનાવે, સર્વ સાધારણ મનુષ્યોને શ્રી જિનવાણીનો ઉપદેશ કરે અને કરાવે. આ પ્રકારે આ વ્રત ધારણ કરવાથી કેવલજ્ઞાન પ્રાપ્ત થઇ સિદ્ધનું પદ મળે છે.

જાપ હંમેશ દીવસમાં ત્રણવાર જપે-" ૐ હ્રીં શ્રી જીનમુખોદ્ભૂત સ્યાદ્વાદનયગર્ભિત દ્વાદશાંગ શ્રુતજ્ઞાનેભ્યો નમઃ" અને તેની ભાવના ભાવે.

આ પ્રકારે રાજા ગુણભદ્ર અને રાણી ગુણવતીએ વ્રતની વિધિ સાંભળી ભાવ સાથે આ વ્રતને ધારણ કર્યું અને ભાવના ભાવી, તેથી તેઓ અંત સમયે સમાધિમરણ કરી અચ્યુત સ્વર્ગમાં ઇન્દ્ર ઇન્દ્રાણી થયા. ત્યાંથી તે રાણીનો જીવ (ઇંદ્રાણી) આયુ પુરૂં કરી આ તારી શ્રુતશાલિની નામની કન્યા થઈ છે.

આમ ગુરૂના મુખથી ભવાંતર સાંભળી તે કન્યાએ ફરી શ્રુતસ્કંધ વ્રત ધારણ કર્યું અને ચારિત્રના પ્રભાવથી વિષય કષાયોને ઘણા ઓછા કરી અને અંત સમયે સમાધિ મરણ કરી, સ્ત્રીલીંગ છેદી અહમિન્દ્ર દેવનું પદ મેળવ્યું. ત્યાં અનુ-પમ સુખ ભોગવી અપરવિદેહ કુમુદવતી દેશના અશોકપુરમાં પદ્મનાભ રાજાની પટ્ટરાણી જીતપદ્માના ગર્ભથી નયંધર નામના તીર્થંકર થઈ. સાથે સાથે ચક્રવર્તી અને કામદેવના પદને પણ શોભાવ્યું. બહુ વખત સુધી નીતિપૂર્વક પ્રજાનું પાલન કર્યું. પછી એક દિન ઇન્દ્રધનુષને આકાશમાં નાશ પામતું દેખી વૈરાગ્ય થઈ ગયો અને અનિત્ય, અશરણ, સંસાર, એકત્વ, અન્યત્વ, અશુચિત્વ, આશ્રવ, સંવર, નિર્જરા, લોક,

બોધિદુર્લભ અને ધર્મ એવી વૈરાગ્યને ટકાવી રાખવાવાળી બાર ભાવનાઓનું ચિંતવન કરી દીક્ષા ધારણ કરી, કેટલાક વખત સુધી ઉત્તમ સંયમ પાળીને શુકલ ધ્યાનના યોગથી કેવળજ્ઞાન મેળવ્યું અને ત્યારે દેવોએ સમવશરણની રચના કરી. આમ અનેક દેશોમાં વિહાર કરી ભવ્ય જીવોને વસ્તુના સ્વરૂપનો ઉપદેશ કર્યો અને આયુના અંત વખતે અઘાતિયા કર્મોનો નાશ કરી અવિનાશી સિદ્ધપદને મેળવ્યું.

આવી રીતે બીજા કોઇ પણ નર નારીઓ જેઓ ભાવ-સહીત આ વ્રતને પાલન કરશે તો તેમને ખચિત ઉત્તમ પદ મળશે.

"શ્રુતશાલિનિ કન્યા કિયો, શ્રુતસ્કંધ વ્રત સાર,
'દીપ' કર્મ સબ નાશકે, લહો મોક્ષ સુખકાર."

(૧૦)

# ત્રિલોક ત્રીજ કથા.

"વંદો શ્રી જિનદેવ પદ, વંદું ગુરૂ ચરણાર,
વંદું માતા સરસ્વતી, કથા કહું હિતકાર."

જમ્બુદ્વીપમાં ભરતક્ષેત્ર સંબંધી કુરૂજાંગલ દેશમાં હસ્ત-નાગપુર નામનું એક ઘણું મનોહર નગર છે. ત્યાંનો રાજા કામદુક અને રાણી કમલલોચના નામે હતાં. અને તેમને વિશાખદત્ત નામનો પુત્ર હતો. તે રાજાને વરદત્ત નામનો એક મંત્રી હતો જેની વિશાલાક્ષી નામની સ્રીથી વિજયસું-દરી નામે એક કન્યા હતી, તે બહુ સુંદર હતી, જેનાં લગ્ન રાજાના પુત્ર વિશાખાદત્ત સાથે કર્યાં હતાં. કેટલાક

દીવસ પછી રાજા કામંદુકના મરણ થવાથી યુવરાજ વિશાખદત્ત રાજા થયા.

એક દિન વિશાખદત્ત રાજા પોતાના પિતાના વિયોગથી આકુળ થઇ ઉદાસ બેઠા હતા, તેવામાં તે બાજુ વિહાર કરતા શ્રી જ્ઞાનસાગર મુનિ આવ્યા. રાજાએ તેમને ભક્તિપૂર્વક નમસ્કાર કરી ઉંચે આસને બેસાડયા. મુનિએ ધર્મવૃદ્ધિ કહી આશિષ આપી અને સંબોધન કરવા લાગ્યા કે હે રાજા! સાંભળો, આ કાળ (મરણ) દેવ, નર, પશુ, વિગેરે કોઈને પણ છોડતો નથી. સંસારમાં જે પેદા થાય છે તે નિયમથી નાશ પામે છે, એવી નાશવંત વસ્તુના સંયોગ કે વિયોગમાં હર્ષ અને શોક શો? એ તો પક્ષીયોની માફક રાતવાસો છે. વહાણમાં દેશદેશાંતરના ઘણા લોક આવીને મળે છે પણ સમય પૂરો થાય છે ત્યારે સૌ સૌ પોતપોતાના દેશમાં ચાલ્યા જાય છે, એવી રીતે આ જીવ એક કુલ (વંશ–પરિવાર) માં અનેક ગતિઓથી આવી આવીને એકઠા થાય છે અને પોત પોતાનું આયુ પુરૂં કરી કરેલાં કર્મ પ્રમાણે યથાયોગ્ય ગતિઓમાં ચાલ્યા જાય છે. કોઇની પણ એવી શક્ત નથી કે આયુને એક ક્ષણ પણ વધારી શકે. જો તેમ હોત તો મોટા મોટા તીર્થંકરો, ચક્રવર્તીઓ વિગેરે કેમ મરણ પામે? મરણથી જો કે વિયોગથી પેદા થતું દુઃખ જરૂર મોહને આધીન હોવાથી માલમ પડે છે તોપણ ઉપકાર પણ બહુ થાય છે. જો મરણ ન હોત, તો રોગી રોગથી છુટો ન થાત, સંસારી કોઇવાર સિદ્ધ ન થઈ શકત, જે જે દશામાં હોત તેજ દશામાં રહેત. અને તેથી મરણ ઉપકાર કરવાળું પણ છે. એવી રીતે સમજી શોક છોડો.

એ શોકથી ( આર્તધ્યાનથી ) અશુભ કર્મોનો બંધ થાય છે જેથી અનેક જન્માંતરો સુધી રડવું પડે છે. રડવું એ ઘણું દુ:ખદાયક છે.

મુનિના આ ઉપદેશથી રાજાએ કંઈ ધીરજ ધરી ! તે શોક છોડી પ્રજાના પાલનમાં તત્પર થયો, અને મુનિરાજ પણ વિહાર કરી ગયા.

એક દિવસ રાણીએ સંયમભૂષણ આર્જિકાના દર્શન કરી પૂછ્યું કે માતાજી! મારા યોગ્ય કોઈક વ્રત બતાવો જેથી મારી ચિંતા દૂર થાય અને જન્મ સુધરે. ત્યારે અર્જિકાએ કહ્યું.—ત્રૈલોક્ય ત્રીજ વ્રત કરો. ભાદરવા સુદી ત્રીજના દીને ઉપવાસ કરી ત્રિકાલ ચૌવીશ તીર્થંકરોનું બોત્તેર કોઠાનું મંડળ ( યંત્ર ) સ્થાપી ત્રણ ચૌવીશીનું પૂજા વિધાન કરો અને ત્રણ કાળ ૧૦૮ આઠ જાપ ( ૐ ભૂતવર્તમાનભવિષ્યત્‌-કાલસંબંધી ત્રિચતુર્વિંશતિતીર્થંકરેભ્યો નમઃ ) જપે, રાતે જાગરણ કરી ભજન અથવા ધર્મ ધ્યાનમાં સમય વીતાવે, આવી રીતે ત્રણ વરસ સુધી આ વ્રત કરી પછી ઉદ્યાપન કરવું અથવા બમણું વ્રત કરવું. આ વ્રતને બીજા લોક રોટ ત્રીજ પણ કહે છે. ઉદ્યાપન કરતી વખતે ત્રણ ચૌવીશીનું મંડળ ( યંત્ર ) સ્થાપી મોટું વિધાન પૂજન કરવું અને દરેક જાતના ઉપકરણો ત્રણ ત્રણ શ્રી મંદિરજીમાં ભેટ કરવાં. ચાર ચાર સંઘને ચાર પ્રકારનું દાન કરવું. ( આહાર દાન, ઔષધિ દાન, શાસ્ત્ર દાન, અને અભય દાન, ) તેમજ શાસ્ત્ર લખાવી વ્હેંચવાં.

આવી રીતે રાણીએ વ્રતની વિધિ સાંભળી વિધિપૂર્વક ધારણ કર્યું. પછી આયુના અંત સમયે તે સમાધિમરણ કરી સોળમા

સ્વર્ગમાં સ્રીલિંગને છેદી દેવ થઈ. ત્યાં જૂદાં જૂદાં દેવને લાયક સુખો ભોગવ્યાં અને " અકૃત્રિમ જિન ચૈત્યાલયની (મંદિરોની) વંદના વગેરે કરતી યથાશક્તિ ધર્મધ્યાનમાં સમય વીતાવ્યો. પછી ત્યાંથી આયુ પુરૂં કરી મગધ દેશના કંચનપુર નગરમાં રાજા પિંગલ અને રાણી કમલલોચનાનો સુમંગલ નામે ઘણો રૂપવાન તથા ગુણવાન પુત્ર થઇ.

આ રાજપુત્ર એક દિન પોતાના મિત્રો સાથે વન-ક્રીડા કરવાને ગયો. ત્યાં પરમ દિગંબર મુનિને દેખીને તેમની ઉપર તેને મોહ થયો. તે મુનિને વંદન કરી તેમના પગ પાસે બેઠો અને પૂછવા લાગ્યો કે હે પ્રભુ! આપને દેખી મને મોહ કેમ ઉપજ્યો ? ત્યારે શ્રી ગુરુ કહેવા લાગ્યા કે હે બાલ, સાંભળ. આ જીવ અનાદિ કાલથી મોહાદિ કર્મોથી લપટાઈ રહ્યો છે, અને કોણુ જાણે તેને કયે વખતે કયા કયા વખતનાં બાંધેલાં કયાં કયાં કર્મો ઉદયમાં આવે છે જેથી પ્રાણી કોઇવાર હર્ષ કે કોઇવાર ખેદ પામે છે. આ વખતે તો તને મોહ પેદા થયો છે તેનું કારણુ એ છે કે તારા ત્રીજા ભવમાં તું હસ્તિનાપુરના રાજા વિશાખદત્તની રાણી વિજયસુંદરી નામે હતી. તને સંયમભૂષણુ નામે આર્જિકાએ સંબોધન (ઉપદેશ) કરી ત્રૈલોક્ય ત્રીજનું વ્રત આપ્યું હતું કે જેના પ્રભાવે તું સ્રીલીંગને છેદી સ્વર્ગમાં દેવ થયો હતો અને ત્યાંથી આયુષ્ય પુરૂ કરી અહીં રાજા પિંગલનો સુમંગલ નામે પુત્ર થયો છે. અને તે સંયમભૂષણુ અર્જીકાનો જીવ ત્યાંથી સમાધિ મરણુ કરી સ્વર્ગમાં દેવ થયો હતો અને ત્યાંથી દેવ પર્યાયને છોડીને તે જીવ મનુષ્ય થયો છે અને તે હું છું અને કોઇએક કારણુ મળતાં દીક્ષા લઇ વિહાર

કરતો હું અહીં આવ્યો છું. આથી તને પૂર્વ સ્નેહના કારણે આ મોહ થયો છે. હે બાલ! આ મોહ મહા દુઃખને દેવાવાળો ત્યાગકરવા જેવો છે. આ સાંભળી સુમંગળને વૈરાગ્ય ઉપજ્યો અને તેણે આ સંસારને ઉપાધિ રૂપ જાણી તરત જિનેશ્વરી દીક્ષા ધારણ કરી, કેટલોક વખત ઘોર તપ કરી કેવલજ્ઞાન પામી મોક્ષપદ લીધું.

આવી રીતે વિજયસુંદરી રાણીએ ત્રૈલોક્ય ત્રીજ વ્રત પાળીને દેવોનું અને મનુષ્યનું ઉત્તમ સુખ ભોગવી મોક્ષપદ મેળવ્યું. આ પ્રમાણે જે બીજા પણ ભવ્ય જીવો શ્રદ્ધા સાથે વ્રત પાળશે તેઓ પણ એવી ઉત્તમ ગતિને પામશે.

"વિજય સુંદરી વ્રત કિયો, ત્રીજ ત્રિલોક મહાન,
સુરનરકે સુખ ભોગકે, 'દીપ' લહી નિર્વાણ."



(૨૦)

## श्रावण द्वादशी व्रत कथा.

" પ્રણમૂં શ્રી અર્હન્ત પદ, પ્રણમું શારદા માય.
શ્રાવણ દ્વાદશી વ્રત કથા, કહું ભવ્ય હિતદાય "

માળવા પ્રાંતમાં પદ્માવતિપુર નામે એક નગર હતું ત્યાંના રાજા નરબ્રહ્મા અને રાણી વિજયવલ્લભા હતી તેને શીલવતી નામની એક ઘણી કુરૂપ, કાણી કન્યા થઈ હતી. જેમ જેમ આ કન્યા મોટી થતી ગઇ તેમ તેમ તેના માતા પિતાને ચિંતા થતી ગઇ. એક દીવસ તે રાજા અને રાણી ચિંતા કરતા હતા કે આવી કુબડી કન્યાને કોણ પરણશે, તેવામાં પુન્ય યોગથી તેમને વનમાળી દ્વારા સમાચાર મળ્યા કે

ઉદ્યાનમાં ( વાડીમાં ) શ્રવણોત્તમ નામે યતીશ્વર દેશ દેશાંન્ત-રોમાં વિહાર કરતા કરતા આવ્યા છે. તે રાજા પોતાનાં પરિવાર અને નગરના લોકોને સાથે લઈ ઉત્સાહ પુર્વક શ્રી ગુરૂની પ્રદિક્ષણા કરી પ્રભુને નમસ્કાર કરી યોગ્ય જગ્યાએ બેઠા.

શ્રી ગુરૂએ ધર્મવૃદ્ધિ કહી આશીરવાદ આપ્યો અને મુનિ તથા શ્રાવકના ધર્મનો ઉપદેશ આપ્યો અને નિશ્ચય તથા વ્યવહાર રત્નત્રય ધર્મનું સ્વરૂપ સમજાવ્યું.

રાજાએ નમીને પૂછયું કે હે પ્રભુ! આ મારી પુત્રી કયા પાપના ઉદયથી આવી કુબડી થઈ છે ? શ્રી ગુરૂએ તેમને કહ્યું કે સાંભળો. અવન્તી દેશમાં પાંન્ડલપુર નામે નગર હતું. ત્યાંના રાજા સંગ્રામમલ્લ અને રાણી વસુંધરા હતી. ત્યાં દેવશર્મ નામે પુરોહિત (રાજગોર) અને તેની કાલસૂરી નામે સ્ત્રી હતી. આ બ્રાહ્મણને ઘણી રૂપવાન એક કપીલા નામે કન્યા હતી. એક દીવસ આ કપીલા કુમારી પોતાની સખીઓ સાથે રમતી રમતી વનક્રીડા માટે નગર બાહાર ગઈ, ત્યાં શ્રી પરમ દિગંબર સાધુને દેખી તેની ઘણી નિંદા કરી અને અણુગમાથી પોતાની સખીઓને કહેવા લાગી કે જુઓ બહેન, આ કેવો બેશરમ પાપી પુરૂષ છે, એ પશુ માફક ઉઘાડો ફરે છે. લોકોને ઠગવા લાંઘણ કરી વનમાં બેસી રહે છે અથવા કોઇ કોઈ વાર એવા ઉઘાડા શરીરે વનમાંથી વસ્તીમાં ફરતો ફરતો રહે છે! ધિકકાર છે તેના મનુષ્ય જન્મને. આવાં આવાં અનેક કુવચનો કહી મુનિના માથા ઉપર ધુળ નાખી થૂંક પણ નાંખ્યું.

તે મુનિરાજ તો અનેક ઉંપસર્ગો પડવાથી પણ ધ્યાનથી કાંઈ પણ ચલાયમાન થયા નહિ અને સમભાવથી ઉપ-

સહન કરી કેવળજ્ઞાન પામી પરમ પદને પામ્યા, પણ આ કપીલા જેણે મદમાતી થઈ યોગીરાજને ઉપસર્ગ કર્યો હતો તે મરીને પહેલા નર્કમાં ગઇ. ત્યાંથી નીકળી ગધેડી થઇ પછી હાથિણી, પછી બીલાડી, પછી નાગણ, પછી ચાંડાલીની થઇ અને ત્યાંથી મરી તે તમારે ઘેર આ કુબડી પુત્રી થઈ છે, તેથી હે રાજા ! આમ મુનિની નિંદાના પાપથી તેની આવી દુર્ગતિ થઇ છે.

રાજાએ આ ભવાંન્તર સાંભળી મુનિરાજને પૂછયું:-હે નાથ, આ પુત્રીનું પાપ કેવી રીતે છૂટે તે કૃપા કરી કહો. ત્યારે યોગીરાજે કહ્યું કે હે રાજા ! સાંભળો. સંસારમાં એવું કયું કાર્ય છે, જેનો ઉપાય ન હોય ? જો મનુષ્ય પોતાના પૂર્વ કર્મની આલોચના, નિંદા ને ગર્હા કરે અને આગળ ઉપર તે પાપોથી દૂર રહી ફરી તે પાપો ન કરવાની પ્રતિજ્ઞા કરે અને પહેલાના પાપોની નિર્જરા (નાશ) માટે વ્રતાદિક કરે તો એ પાપોથી છુટી શકે છે.

આવી રીતે જો આ પુત્રી સમ્યક્ત્વ પૂર્વક શ્રાવણ સુદી બારસના વ્રતને ધારણ કરે તો આ દુઃખથી છુટી શકે. આ વ્રતની વિધિ એવી છે કે શ્રાવણ સુદી અગીઆરસે સવારમાં નાહી ધોઈ શ્રી જિન ભગવાનનું પૂજન કરે અને પછી ભોજન કરી સામાયિકના વખતે બારસના વ્રતના ઉપવાસની ધારણા (નિયમ) કરે. ત્યાર પછી પોતાનો સમય ધર્મધ્યા-નમાં વીતાવે. બારસને દીવસ પણ નિયમ પ્રમાણે ઉઠીને નિત્ય ક્રિયાઓથી પરવારી શ્રી જિન મંદિરમાં જઇ ઉત્સાહથી પંચામૃતના અભિષેક સાથે અષ્ટ દ્રવ્યથી પૂજા કરે. મતલબ કે પાઠ અને મંત્રો સ્પષ્ટ બોલી શુદ્ધ અષ્ટ દ્રવ્ય ચઢાવે અને

નમસ્કાર મંત્રના ૩૫ અક્ષરોના ૩૫ પુષ્પો દ્વારા ૧૦૮ વાર જાપ કરે. સામાયિક, સ્વાધ્યાય, વીગેરે કરી ધર્મધ્યાનમાં વખત વીતાવે. પછી તેરસના દિને આવી રીતે અભિષેક સાથે પૂજન વિગેરે કરી કોઈ અતિથિ (અભ્યાગત) અથવા દીન દુઃખીને ભોજન આપે અને પછી ભોજન કરે. આમ એક વર્ષમાં એકવાર કરે. ને એવી રીતે બાર વર્ષ સુધી કરે પછી ભાવ સાથે ઉદ્યાપન કરે અથવા ચોમુખી પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવે, અથવા જ્યાં મંદિર હોય ત્યાં ચાર મોટાં શાસ્ત્રો લખાવી મંદિરમાં પધરાવે. વસ્ત્ર, બાજઠ, ચમ્મર, છત્ર, વિગેરે ઉપકરણ ચઢાવે, પરોપકારમાં ધન ખરચે, ધંધા વગરનાને ધંધા માટે પુંજી આપે. વિદ્યાર્થીઓને છાત્ર વૃત્તિ આપી ભણવા મોકલે, રોગીને ઔષધ, નિરાધાર ગરીબોને અન્ન, વસ્ત્ર, ઔષધ વીગેરે આપે, ભય પામેલા જીવોને ભય વગરના કરે, મરતાંને બચાવે, વિગેરે. જો ઉદ્યાપનની શક્તિ ન હોય તો વ્રત બેવડે.

આ વ્રતના ફળથી તારી કન્યા અહીંથી મરી તારાજ ઘરે અર્કકેતુ નામે પુત્ર થશે અને તેનાથી નાનો પુત્ર ચંદ્રકેતુ યુદ્ધમાં મરીને પછી અર્ક-કેતુનો પુત્ર થશે. અર્કકેતુ થોડા કાળ રાજ્ય કરી છેવટ માતા સાથે જિનદીક્ષા લેશે, તે સમાધિ-મરણ કરી બારમા સ્વર્ગમાં મહર્દ્ધિક દેવ થશે, અને પછી મનુષ્ય થઇ તપના યોગથી કેવળજ્ઞાન પામી મોક્ષ પામશે. આની માતા વિજયવલ્લભા પેહેલા સ્વર્ગમાં દેવી થશે. ચંદ્રકેતુનો જીવ પણ અવસર પામી સિદ્ધ પદ પામશે.

આવી રીતે રાજા વ્રતની વિધિ અને તેનું ફળ સાંભળી ઘેર આવ્યા, અને વિધિ પ્રમાણે કન્યાએ તે વ્રત પાળ્યું.

મુનિરાજના કહેવા પ્રમાણે તે ઉત્તમ ફળને પામી. આમ બીજા પણ સ્ત્રી પુરૂષો જેઓ શ્રદ્ધા સાથે આ વ્રતને પાળશે તે પણ આમ ઉત્તમ ફળને પામશે.

"શ્રાવણ દ્વાદશી વ્રત કિયો, શીલવતી ચિત્ત ધાર;
કિયે અષ્ટ વિધિ નષ્ટ સબ, લહ્યો સિદ્ધપદ સાર."

( ૨૧ )

## રોહિણી વ્રત કથા.

"વન્દૂં શ્રી અર્હંત પદ, મન વચ શીશ નમાય,
કહું રોહિણી વ્રત કથા, દુઃખ દરિદ્ર નશ જાય."

અંગદ દેશમાં ચંપાપુરી નામે નગરી હતી, તેનો રાજા મઘવા નામે હતો, તેની સ્ત્રીનું નામ લક્ષ્મીમતી હતું, તેને ગુણવાન સાત પુત્રો હતા અને એક રોહિણી નામની કન્યા હતી. એક વખતે રાજાએ નિમિત્તજ્ઞાનીને (જોષીને) પૂછયું કે મારી આ પુત્રીનો વર કોણ થશે, ત્યારે જોષીએ વિચાર કરીને કહ્યું કે હસ્તિનાપુરના રાજા વીતશોક અને તેની રાણી વિદ્યુત્સવાનો પુત્ર અશોક તારી પુત્રીને પરણશે.

આ સાંભળી રાજાએ સ્વયંવર રચાવ્યો અને બધા દેશોના રાજપુત્રોને તેડાવ્યા. જ્યારે ઠરાવેલા વખતે રાજપુત્રો એકઠા થયા ત્યારે રોહિણી કન્યા એક સુંદર ફુલની માળા હાથમાં લઇ સભામાં ગઇ અને બધા રાજપુત્રોની પિછાન કરી છેવટે અશોકકુમારના ગળામાં વરમાળા નાખી. રાજકુમાર અશોક રોહિણીને પરણી ઘેર ગયો. તેણે ઘણો કાળ સુખમાં વીતાવ્યો.

એક વખત હસ્તિનાપુરના વનમાં શ્રી ચારણમુનિ આવ્યા, તે સમાચાર સાંભળી રાજા પોતાની રાણી સાથે શ્રી ગુરૂની વંદના કરવા ગયા. તેમને ત્રણ પ્રદક્ષિણા સાથે દંડવત્ કરી પાસે બેઠા. પછી શ્રી ગુરૂના મુખથી તત્ત્વનો ઉપદેશ સાંભળી રાજા મનમાં રાજી થઈ પૂછવા લાગ્યાઃ—સ્વામી, મારી રાણી આટલી શાંત સ્વભાવની કેમ છે?

ત્યારે શ્રી ગુરૂએ કહ્યું, સાંભળો. આ શહેરમાં વસ્તુપાલ નામના રાજા હતા, અને ધનમિત્ર નામનો તેમનો મિત્ર હતો. એ ધનમિત્રને એક દુર્ગંધા નામે કન્યા હતી, તે કન્યાને જોઈને માતા પિતા હંમેશાં ઉદાસ રહેતા હતા કે આ કન્યાને કોણ પરણશે. પાછળથી જ્યારે તે કન્યા સમજણી થઈ ત્યારે ધનમિત્રે તેનો વિવાહ પૈસાનો લોભ આપી શ્રીષેણ નામનો છોકરો (જે તેના મિત્ર સુમતિનો પુત્ર હતો) તેની સાથે પરણાવી દીધી.

તે સુમિત્રનો પુત્ર શ્રીષેણ ઘણોજ વ્યસની હતો. એકવાર તે જુગારમાં બધું ધન હારી ગયો તેથી ચોરી કરવાને કોઇના ઘરમાં પેઠો. તેને યમદંડ નામના કોટવાલે પકડયો અને મજબુત બાંધ્યો. આવા કઠણ સમયમાં ધનમિત્રે શ્રીષેણને પોતાની પુત્રી પરણવાનું વચન લીધું હતું, જેથી શ્રીષેણે તેની સાથે લગ્ન તો કર્યાં, પણ પોતાની સ્ત્રીના શરીરની દુર્ગંધિથી પીડા પામી એક માસમાં તેને તરછોડી દેશાવર ચાલ્યો ગયો. ખરેખર આથી તે દુર્ગંધા ઘણી ગભરાઇ ગઇ અને પોતાના પાપનું ફળ ભોગવવા લાગી.

એકવાર અમૃતસેન નામના મુનિરાજ તે નગરના વનમાં વિહાર કરતા આવ્યા, તે જાણી બધા નરનારીઓ તેમને

વાંદવાને ગયા, અને ધનમિત્ર પણ પોતાની દુર્ગંધા પુત્રીની સાથે વાંદવા આવ્યો. પછી ધર્મોપદેશ સાંભળી જ્યારે તેણે પોતાની પુત્રીના ભવાંતર પૂછ્યા ત્યારે મુનિરાજે કહ્યું:-

સોરઠ દેશમાં ગિરનાર પર્વતની પાસે એક નગર છે. ત્યાં ભૂપાલ નામે રાજા રાજ્ય કરતો હતો. તેને સિંધુમતી નામે રાણી હતી એકવાર વસંત ઋતુમાં રાજા રાણી વન-ક્રીડા કરવા જતા હતા, તેવામાં રસ્તામાં મુનિરાજને જોઇને રાજાએ રાણીને કહ્યું:-તમે ઘરે જઈ મુનિના આહારની તૈયારી કરો. રાજાની આજ્ઞાથી જો કે રાણી ઘેર તો ગઈ પણ વનક્રીડા કરવાના સમયે છુટા પડવાના સંતાપથી બળીને તેવો વિયોગ થવાનો અપરાધ મુનિરાજના માથે ઢોળ્યો. જ્યારે તે મુનિરાજ વસ્તિમાં આવ્યા, ત્યારે તેમને પડ-ગાહવીને કડવી તુંબડીનો આહાર આપ્યો, તેથી મુનિરાજના શરીરમાં ઘણી વેદના પેદા થઈ અને તેથી તેમના પ્રાણ તરત છુટી ગયા. આ સાંભળી નગરના લોકો આવ્યા અને મુનિરાજના શબને અગ્નિદાહ કરી આવ્યા અને આ દુષ્કાર્ય માટે રાજા ને રાણીની નિંદા કરતા કરતા પોતપોતાના સ્થળે ગયા. આ વાતની ખબર પડી, જેથી તેણે રાણીને શહેર બહાર કાઢી મૂકી.

આ પાપથી તે રાણીના શરીરમાં તેજ જન્મમાં કોઢ થયો અને શરીર ગળી ગળીને અંગો ખરવા માંડયા અને ગરમી ને ઠંડીથી, ભુખ અને તરસથી પીડા પામી તેનું મન ઘણુંજ વ્યાકુળ રહેવા લાગ્યું. આ પ્રમાણે રૌદ્ર ધ્યાનથી મરીને તે રાણી નરકમાં ગઇ કે જ્યાં મારણ, તાડન, છેદન, ભેદન, શૂળી પર ચઢવા વિગેરેનાં ઘોરમાં ઘોર દુઃખો

ભોગવ્યાં, ત્યાંથી નીકળી ગાયને પેટે અવતાર લીધો, પછી તારે ત્યાં આ દુર્ગંધા નામની કન્યા થઈ છે.

આ કથન સાંભળી ધનમિત્રે પૂછ્યું કે હે સ્વામી ! કોઈ વ્રત વિધાનનું ધર્મકાર્ય બતાવો જેથી આ પાપ દૂર થાય. ત્યારે સ્વામીએ કહ્યું કે સમ્યક્ દર્શન સાથે રોહિણી વ્રત પાળો એટલે દરેક મહિને રોહિણી નામનું નક્ષત્ર જે દિવસ હોય તે દિવસે ચારે પ્રકારનો આહાર છોડો અને જિન મંદિરમાં જઈ ધર્મધ્યાનમાં સોળ પ્રહોર ગાળો, એટલે સામાયિક, સ્વાધ્યાય, ધર્મ ચર્ચા, પૂજા, અભિષેકાદિકમાં કાલ વીતાડો. પોતાની શક્તિ પ્રમાણે દાન કરો. આમ આ વ્રત પાંચ વરસ અને પાંચ માસ કરો. પછી ઉદ્યાપન કરો એટલે છત્ર, ચમર, ધ્વજા, બાજઠ, વિગેરે ઉપકરણો મંદિરમાં મૂકો. સાધર્મિ, સાધુ તથા વિદ્યાર્થીઓને શાસ્ત્ર દાન કરો, વસ્ત્ર આપો, ચાર પ્રકારનું દાન કરો. અને જો ધન ખરચવાની શક્તિ ન હોય તો વ્રત બેવડું કરો.

દુર્ગંધાએ મુનિના મોંઢે વ્રતની વિધિ સાંભળી તે વ્રત શ્રદ્ધાપૂર્વક ધારણ કરી પાળ્યું. અને આયુના અંતમાં સંન્યાસમરણ કરી પહેલે સ્વર્ગે દેવી થઈ. ત્યાંથી ચવી મઘવા રાજાની પુત્રી અને તારી પરમપ્રિય સ્ત્રી થઈ છે. આવી રીતે રાણીનાં ભવાંતર સાંભળી રાજાએ પોતાના ભવાંતર પૂછયા. ત્યારે સ્વામીએ કહ્યું:—તું પહેલાં ભવમાં ભીલ હતો. તેં મુનિરાજને ઘણો ઉપસર્ગ કરેલો, જેથી તું ત્યાંથી મરી પાપના ફળથી સાતમે નરક ગયો. ત્યાં તેત્રીસ સાગર દુઃખ ભોગવી ત્યાંથી નીકળી અનેક કુયોનિમાં જન્મી તું

એક વાણીયાને ઘેર જનમ્યો. ત્યાં ઘણું દુર્ગંધવાળું શરીર પામ્યો, જેથી લોકો દુર્ગંધના ભયથી તારાથી દૂર રહેતા. ત્યારે તેં મુનિરાજના ઉપદેશથી રોહિણી વ્રત કર્યું, તેના ફળથી તું સ્વર્ગમાં દેવ થયો અને ત્યાંથી દેવ આયુ પુરૂં કરી વિદેહ ક્ષેત્રમાં અર્કકીર્તિ નામે ચક્રવર્તી થયો. ત્યાંથી દીક્ષા લઇ તપ કરી દેવેંદ્ર થયો. અને સ્વર્ગથી આવી અત્યારે અશોક નામે રાજા થયો છે. રાજા અશોક આ કથન સાંભળી ઘરે ગયો અને ઘણો વખત આનંદથી રાજ્ય ભોગવ્યું.

થોડા વખત પછી ત્યાં વાસુપૂજ્ય ભગવાનનું સમવ-શરણ આવેલું સાંભળી રાજા વાંદવા ગયો, અને ધર્મોપદેશ સાંભળી વૈરાગ્ય પામ્યો, તેથી દિગંબરી દીક્ષા લીધી. રોહિણી રાણીએ પણ દીક્ષા લીધી. રાજા અશોક તો તેજ ભવમાં શુક્લ ધ્યાનથી ઘાતિયા કર્મનો નાશ કરી કેવલજ્ઞાન પામી મોક્ષે ગયા. રાણી રોહિણી આર્જીકા પણ સમાધિ મરણ કરી સ્ત્રી લીંગ છેદી સ્વર્ગમાં દેવ થઇ, અને તે દેવ ત્યાંથી મનુષ્ય જન્મ લઇ મોક્ષપદને પામશે. આ પ્રકારે રાજા અશોક રોહિણી વ્રતના પ્રભાવથી સ્વર્ગ વિગેરેનું સુખ ભોગવી મોક્ષનું સુખને પામ્યા અને તેવીજ રીતે રાણી રોહિણી તેવા સુખને પામશે. આ પ્રમાણે જે બીજા ભવ્ય જીવો શ્રદ્ધા સાથે આ વ્રત પાળશે તો તેઓ ઉત્તમમાં ઉત્તમ સુખ મેળવશે.

"વ્રત રોહિણી રોહિણી કિયો, અરૂ અશોક ભૂપાલ,
સ્વર્ગ મોક્ષ સંપતિ લહી, 'દીપ' નવાવત ભાલ."



(૧૨)

## શ્રી કોકીલા પંચમી વ્રત કથા.

ૐકાર વાણી નમું, સ્યાદ્વાદ મય સાર,
જા પ્રસાદ સન્મતિ મિલે, કથા કહું સુખકાર.

કુરૂજાંગલ દેશમાં ગંગા નદીના કીનારે રાજનગર છે. ત્યાંના રાજા વીરસેન પુરા ન્યાયી અને ધર્મિષ્ઠ હતા. આ નગરમાં બે વાણીયા શેઠ રહેતા હતા. એકનું નામ ધનપાલ અને બીજાનું નામ જીનભકત હતું. ધનપાલ શેઠને ધનમતી નામની શેઠાણી હતી, તેને ધનભદ્ર નામનો પુત્ર થયો. જીન-ભક્ત નામના શેઠને ઘરે તે વખતે જીનમતી નામની કન્યા થઈ, તેથી તે વર કન્યા (ધનભદ્ર અને જીનમતી) નો વિવાહ પણ થઇ ગયો.

જીનમતી પતિ સાથે સાસરે ગઇ. અને ગૃહ-સંસારનું અનેક જાતનું સુખ પોતાના સ્વામી સાથે ભોગવવા લાગી. એવામાં પૂર્વકર્મના સંયોગથી જીનમતી અને તેની સાસુની વચ્ચે અણબનાવ જેવું રહેવા લાગ્યું. થોડા વખત પછી ધનપાલ શેઠ મરી ગયા, ત્યારે જીનમતીએ સાસુને કહ્યું કે માતાજી, પતિનું ક્રિયા કર્મ કરવું જોઈએ. વળી દાનાદિક શુભ કામો કરો. આ વાત પર સાસુએ ધ્યાન ન આપ્યું. પણ તેણીએ ઉલટું વહુથી રીસાઇને પૂજા હોમ વિગેરેનો સામાન જે વહુએ એકઠો કરી રાખ્યો હતો તે સામાનને રાતે ઉઠી ખાઇ ગઇ, તેથી તે સામાનમાંનું તેલ વિગેરે ખાવાથી તેણીએ અજીર્ણ થઈ ગયું અને પેટની પીડાથી ( ઉદીરણા મરણથી ) મરીને પોતાનાજ ઘરમાં કોકિલા ( ગૃહગોધા ) થઈ.

જીનમતી પોતાના પતિ સાથે સુખથી વખત વીતાવવા લાગી. તેની સાસુ જે કોકિલા થઇ હતી તેણી હર વખત પોતાના પૂર્વ કર્મના વૈરભાવથી જીનમતી ઉપર પોતાનો મળ (વિષ્ટા) નાંખતી હતી. આથી જીનમતી બહુ દુઃખી થવા લાગી. એક દિન ભાગ્યના ઉદયથી શ્રી મુનિ મહારાજ વિહાર કરતા ત્યાં આવ્યા. તેથી જીનમતી ન્હાઇને પવિત્ર વસ્રો પહેરી શ્રી ગુરૂના દર્શન કરવા ગઇ.

શ્રી ગુરૂની ભક્તિપૂર્વક સ્તુતિ વંદના કરી, અને શાંતિપૂર્વક સત્યાર્થ દેવગુરૂ ધર્મનું વ્યાખ્યાન સાંભળ્યું. પછી નમીને તેણી બોલી–હે પ્રભુ! કોણ જાણે આ કોકિલા નામનું કયું દુષ્ટ પ્રાણી છે કે જે મને હંમેશાં દુઃખ દે છે? ત્યારે શ્રી ગુરૂએ કહ્યું કે એ તારી સાસુ ધનમતીનો જીવ છે. તેણીએ પૂર્વ જન્મમાં પૂજા હોમ વિગેરેનો સામાન નૈવેદ (નૈવેદ્ય) તેલ વિગેરે ખાધું હતું તેથી અજીર્ણ રોગથી આયુને ખપાવી (ઉદીરણા કરી) મરીને કોકિલા થઇ છે. તે ભવના વેરથી તને આવું દુઃખ આપે છે.

જીનમતીએ ત્યારે કહ્યું કે હે પ્રભુ! આ પાપ કઈ રીતે છુટી શકે છે?

મુનિરાજે ઉત્તર દીધો કે બેટી, સંસારમાં કંઈપણ કામ કઠણ નથી, એટલે ખરી રીતે બધાં કામ મહેનતથી સહેલાં થઈ જાય છે. તું અર્હંત દેવ, નિર્ગ્રન્થ ગુરૂ અને દયામયી ધર્મપર શ્રદ્ધા રાખ. એવી રીતે કોકિલા પંચમી (પાંચમ) વ્રત કરવાથી ખરેખર તારૂં વિઘ્ન નાશ પામશે. તું અષાડ વદી પાંચમથી પાંચ માસ સુધી દરેક વદ પાંચમે, એવી રીતે એક વરસમાં પાંચ પાંચ પાંચમો પાંચ વરસ સુધી કરવી એટલે એ દિવસોમાં ઉપવાસ કરી અભિષેક સાથે

જિન ભગવાનની પૂજા કરવી અને ધર્મ ધ્યાનમાં ધારણા અને પારણા સાથે સોળ પહોર વીતાવવા; સુપાત્રમાં ભક્તિ રાખવી અને દીન દુઃખી ઉપર કરૂણા રાખી દાન આપવું. પછી ઉદ્યાપન કરવું, તેમાં પાંચ જિનપ્રતિમા પધરાવવી, પાંચ શાસ્ત્રો લખાવવાં, પાંચ વર્ણનું (રંગનું) પંચ પરમેષ્ઠીનું મંડલ (યંત્ર) માંડી જિનેશ્વરનું પૂજા વિધાન કરવું. પાંચ જાતના પકવાન બનાવી ચાર સંઘને ભોજન આપવું. પાંચ ગાગર પાંચ જાતના મેવાથી ભરી શ્રાવકોને ભેટ આપો. પાંચ ધ્વજા મંદિરમાં ચઢાઓ, પાંચ ચંદરવા, પાંચ અછાર (પીછવઈ), પાંચ છત્રો, પાંચ ચમર વિગેરે પાંચ પાંચ ઉપકરણો બનાવી મંદિરમાં ભેટ આપવા. વિદ્યાલય બનાવો, શ્રાવિકાશાળા ખોલો, રોગી લોકોના રોગ દૂર કરવા દવાખાનું ઉઘાડો. આવી રીતે શક્તિ પ્રમાણે ચાર પ્રકારના દાનની શાળાઓ ખોલી સ્વપર કલ્યાણ કરો, તથા શ્રદ્ધા સાથે વ્રત ઉપવાસ કરો.

આ સાંભળી જીનમતીએ મુનિરાજને પગે લાગીને વ્રત ધારણ કર્યું અને તેણીની સાસુ જે કોકિલા થઈ હતી તેણીએ પણ પોતાના ભવાંતરની કથા સાંભળી પોતાની આત્મ-નિંદા કરી અને શુભ ભાવોથી મરી જઇ સ્વર્ગમાં દેવી થઈ. જીનમતી અને ધનભદ્ર પણ વ્રતના પ્રભાવથી સ્વર્ગમાં દેવ થયાં. હવે ત્યાંથી આવી વિદેહ ક્ષેત્રમાં જન્મી મોક્ષે જશે. આવી રીતથી જીનમતી તથા ધનભદ્ર કોકેલા પંચમી વ્રત કરી ઉત્તમ ગતિને પામ્યા, તો જો બીજાં નરનારીઓ આ વ્રત કરે તો ઉત્તમ પદ કેમ નહિ પામે ? જરૂર પામે.

"ધનભદ્ર અરૂ જીનમતી, કોકિલ પંચમી ધાર,
કીયો વ્રત્ય શુભ બંધ કર, જાસે મુકત મંઝાર."

(२१)

## શ્રી ચંદનષષ્ઠી વ્રત કથા.

"દેવ નમો અર્હંત નિત, વીતરાગ વિજ્ઞાન,
ચંદન ષષ્ઠી વ્રત કથા, કહું સ્વપર હિત સાર."

કાશી દેશમાં બનારસ નામે નગર છે, કે જે નગર ત્રેવીસમાં તીર્થંકર શ્રી પાર્શ્વનાથ સ્વામીના જન્મથી પવિત્ર થયું હતું. ત્યાં એક વખત એક સૂરસેન નામે રાજા રાજ્ય કરતો હતો. તેની રાણી પદ્મિની હતી. એક દિન તે રાજા સભામાં બેઠા હતા તેવામાં વનમાળીએ છ ઋતુઓનાં ફલ-ફુલ લાવી રાજાને ભેટ કર્યાં. રાજા આવી ભેટથી કેવલી ભગવાનના સમવશરણની શુભ પધરામણી થઇ જાણી પોતાના પરિવાર અને નગરના લોકો સાથે વંદના કરવા ગયા અને ભક્તિભાવથી પ્રદક્ષિણા કરી નમસ્કાર કરી બેઠા. શ્રી મુનિરાજે પ્રથમ મુનિ ધર્મનો ઉપદેશ આપી શ્રાવક ધર્મનો ઉપદેશ આપ્યો, તેમાં પણ સૌથી પહેલાં બધા ધર્મોનું મૂળ એવા સમ્યક્ દર્શનનો ઉપદેશ આપ્યો કેમકે વસ્તુના સ્વરૂપની યથાર્થ (બરાબર) શ્રદ્ધા થયા વિના બધું જ્ઞાન અને ચારિત્ર અફળ છે અને આ વસ્તુ સ્વરૂપની શ્રદ્ધા સત્યાર્થ દેવ (અર્હંત), સત્યાર્થ ગુરૂ (નિર્ગ્રંથ) અને દયામયી ધર્મથીજ થાય છે મતલબ કે તેની પરીક્ષા કરી શ્રદ્ધા કરવી જરૂરની છે. ત્યારપછી અહિંસા, સત્ય, અસ્તેય (ચોરી ન કરવી તે), બ્રહ્મચર્ય અને પરિગ્રહ ત્યાગ એ પાંચ પ્રકારના વ્રતોનું એક દેશ (અમુક મર્યાદા સુધી) પાલન કરવું તથા તેનું બરાબર પાલન થાય તે માટે સાત શીલ (ત્રણ

ગુણ વ્રત અને ચાર શિક્ષા વ્રત ) નું પણ પાલન કરવું એવો ઉપદેશ આપ્યો. પછી રાજાએ હાથ જોડી મુનિરાજને પૂછયું–હે ! પ્રભુ ! આ રાણી ઉપર મારો વધારે પ્રેમ થવાનું કારણ શું ? આથી મુનિરાજે કહ્યું કે રાજા, રાજા સાંભળો. અવંતી દેશમાં એક ઉજ્જૈન નામે નગર છે. તેના રાજા વીરસેન અને રાણી વીરમતી હતી. તેમાં જીનદત્ત નામે એક શેઠ અને તેની જયાવંતી નામે શેઠાણી હતી. તેમને ઇશ્વરચંદ્ર નામે પુત્ર પણ હતો તે પોતાના મામાની પુત્રી ચન્દના સાથે વિવાહ કરી સુખથી રહેતો હતો. એક વખત જીનદાસ શેઠ અને જયાવંતી શેઠાણી કોઇ કારણવશ દિગંબરી દીક્ષા લઈ મુનિ થઇ ગયા, અને તપના પ્રભાવથી પોતાનું આયુષ્ય પુરૂં કરી સ્વર્ગમાં દેવ અને દેવી થયાં.

હવે ઇશ્વરચંદ્ર પણ પિતાની પદવી મેળવી ચંદના સાથે સુખથી રહેવા લાગ્યો. એક દિન અતિમુક્તક નામે મુનિરાજ એક માસના ઉપવાસ પછી નગરમાં પારણા માટે આવ્યા. આથી ઇશ્વરચંદ્રે ભક્તિ પૂર્વક મુનિને પડગાહાવી પોતાની સ્ત્રીને મુનિરાજને આહાર આપવાને કહ્યું ત્યારે ચંદના બોલી કે સ્વામી ! હું ઋતુવતી ( આભડછેટ વાળી ) છું તેથી મુનિરાજને કેવી રીતે આહાર આપી શકું ? ઇશ્વચંદ્રે કહ્યું કે ગુપચુપ રહો અને હા હો કરો નહિ. ગુરુજી માસના ઉપવાસી છે માટે જલદી પારણું કરાવો. ચન્દનાએ પતિના કહેવા પ્રમાણેજ મુનિરાજને આહાર આપી દીધો અને મુનિરાજ તો આહાર કરી વનમાં ચાલ્યા ગયા. અહીંયા ત્રણજ દીવસ પછી આવા છુપા પાપના ઉદયથી ઈશ્વરચંદ્ર અને ચન્દના એ બન્નેના શરીરમાં કોઢ થઇ ગયો. તેઓ

ઘણા દુઃખી થયા અને મુશીબતથી દીવસો પસાર કરવા લાગ્યા. પછી એક દિવસ ભાગ્યના ઉદયથી શ્રીભદ્ર મુનિરાજ સંઘ સાથે ઉદ્યાનમાં (વાડીમાં) આવ્યા તેથી નગરના લોક વંદના કરવા ગયા, અને ઇશ્વરચંદ્ર પણ પોતાની સ્ત્રી સાથે વંદના માટે ગયો. તે ભકિત સાથે નમસ્કાર કરી બેઠો અને ધર્મનો ઉપદેશ સાંભળ્યો. પછી મુનિરાજને પૂછવા લાગ્યો કે હે દીન દયાલ ! અમારો આ કયા પાપનો ઉદય આવ્યો છે કે જેથી આ પીડા પેદા થઈ છે. ત્યારે મુનિરાજે કહ્યું કે તમે છાનું કપટ કરી પાત્ર દાનના લોભથી અતિમુકત મુનિને, ઘરે સ્ત્રી ઋતુવતી હતી તેવી દશામાં આહાર પાણી મન, વચન અને કાય શુદ્ધ છે એવું કહી આહાર આપ્યો અથવા તમે અશુદ્ધને પણ શુદ્ધ કહી ચારિત્રની અવગણના કરી છે તેથી આવા અસાતા વેદની કર્મનો ઉદય આવ્યો છે.

આ સાંભળી શેઠ શેઠાણીએ પોતાના અજ્ઞાનના કામથી બહુ પસ્તાવો કર્યો અને પુછયું–હે પ્રભુ ! આ પાપથી હવે છુટા થવાનો કોઇ ઉપાય બતાવો. આથી શ્રી ગુરુએ કહ્યું કે હે ભદ્ર ! સાંભળો. ભાદરવા વદી છઠ (ગુજરાતી શ્રાવણ વદી છઠ) ના દિને ચાર પ્રકારનો આહાર છોડી ઉપવાસ કરો અને જિન મંદિરમાં જઈ પંચામૃતથી અભિષેક પૂજા કરો એટલે છ જાતના ઉત્તમ અને પ્રાસુક (ધોઇને સ્વચ્છ કરેલાં) ફળો લઇ આઠ દ્રવ્યોથી છ અષ્ટક ચઢાવો એટલે છ પૂજા કરો. એકસો આઠ (૧૦૮) નમોકાર મંત્રનો ફળો કે પુલથી જાપ કરો, ચાર સંઘને ચાર પ્રકારનું દાન કરો. આ પ્રમાણે વ્રત કરો. ત્રણ કાળ સામાયિક કરો, અભિષેક, પૂજા કરો. રાત્રે ભજન કરી જાગરણ કરો. ઉપવાસના દીવસે અને આખી રાત

આઠ પહોર અને-ધારણા અને પારણાના દિવસે ચાર પહોર એવી રીતે સોળ પહોર ઘરના આરંભ અને વિષય કષાયોનો ત્યાગ કરો. આ પ્રકારે છ વર્ષ સુધી આ વ્રત કરો. પછી ઉદ્યાપન કરો. તેમાં જ્યાં જ્યાં જિન મંદિર ન હોય ત્યાં ત્યાં છ જિનમંદિરો બનાવો, છ જિન પ્રતિમાઓ પધરાવો, છ જિનમંદિરોનો જીર્ણોદ્ધાર કરાવો, છ શાસ્ત્રોને (છપાવી) બહાર પાડો (પ્રસિદ્ધ કરો), છ છ બધી જાતના ઉપકરણો ચઢાવો, છ વિદ્યાર્થીઓને ભોજન કરાવો, ચાર પ્રકારના (આહાર, ઔષધ, શાસ્ત્ર અને અભયદાન) દાન આપો.

આમ શેઠ ઇશ્વરચંદ્રે તથા તેની શેઠાણીએ આ વ્રતની વિધિ સાંભળી મુનિરાજની સાક્ષીમાં વ્રત લીધું અને વિધિ-પૂર્વક પાલન કર્યું. જેથી થોડા દિનમાં અશુભ કર્મની નિર્જરા (નાશ) થવાથી તેઓનું શરીર એકદમ નિરોગ થઈ ગયું અને આયુના છેડે સન્યાસ મરણ કરી તે શેઠ શેઠાણી સ્વર્ગમાં રત્નચૂલ અને રત્નમાલા નામનાં દેવ દેવી થયાં. તેઓ ઘણો વખત સુખ ભોગવતાં અને નંદીશ્વર વિગેરે જિનાલયોની (મંદિરોની) પૂજા વંદના કરતાં કાલ વીતાવવા લાગ્યાં. છેવટે ત્યાંથી આયુ પુરૂં કરી તમે રાજા થયા છો અને પેલી રત્નમાલા દેવી તે તમારી પટ્ટરાણી પદ્મિની થઈ છે. આમ તમારો બંનેનો પૂર્વ ભવનો સંબંધ હોવાથીજ વધારે પ્રેમ થયેલ છે.

આ વાત સાંભળી રાજાને વિષયભોગોથી વૈરાગ્ય થયો, તેથી તેણે પોતાના પાટવી કુંવરને રાજ્ય સોંપી પોતે દીક્ષા લઇ લીધી અને ઘોર તપ કર્યું. તપના પ્રભાવથી થોડાજ કાળમાં કેવળ જ્ઞાન પામીને તેઓ સિદ્ધપદને પામ્યા. અને

રાણી પદ્મિનીએ પણ દીક્ષા લીધી હતી અને તેના તપના પ્રભાવથી સ્ત્રી લિંગ છેદીને તે સોળમાં સ્વર્ગમાં દેવ થઈ અને ત્યાંથી આયુષ્ય પુરૂં કરી મનુષ્ય ભવમાં મોક્ષપદને પામશે.

આવી રીતે ઈશ્વરચંદ્ર શેઠે અને ચંદના શેઠાણીએ આ ચંદન ષષ્ઠી વ્રતના પ્રભાવથો દેવલોકનું સુખ ભોગવી મોક્ષપદ મેળવ્યું. તો જે કોઇ નરનારી આ વ્રત પાળશે તે પણ જરૂર ઉત્તમ પદને પામશે.

"ચન્દન ષષ્ઠી વ્રત થકી, ઇશ્વરચંદ્ર સુજાન,
અરૂ તિસ નારી ચન્દના, પાયો સુક્ખ મહાન."

(२४)

## श्री निःशल्य अष्टमी व्रत कथा.

"વન્દું નેમિ જિનેંદ્ર પદ, બાઇસવેં અવતાર,
કથા નિ:શલ્ય આઠમ તની, કહું સુખ દાતાર."

ભરતક્ષેત્રના આર્યખંડમાં સોરઠ નામનો દેશ છે. (અત્યારે તેને કાઠિયાવાડ કહે છે). તેમાં દ્વારકા નામે સુંદર નગર છે. ત્યાં બાવીસમા તીર્થંકર શ્રી નેમનાથનો જન્મ થયો હતો. તે વખતે ભગવાન નેમનાથ દીક્ષા લઈ ગિરનાર પર્વત પર તપ કરતા હતા અને દ્વારકામાં શ્રી કૃષ્ણચંદ્ર નામે નવમા નારાયણ રાજ્ય કરતા હતા, જે ત્રિખણ્ડી નારાયણ હતા ત્યારે તેમની પટ્ટરાણી સત્યભામા હતી તેનાથી એકવાર નારદ મુનિનું અપમાન થયું, આથી ક્રોધથી નારદ ઋષિએ તેને શિક્ષા આપવાના ઈરાદાથી રુક્મણી નામે એક

રાજ્ય કન્યા સાથે નારાયણનો વિવાહ કરી સત્યભામાને માથે શોકયનું સાલ વહોરાવ્યું. જરૂર, શોકયથી સ્ત્રીઓને ઘણુંજ દુઃખ થાય છે. એકવાર જ્યારે ભગવાન નેમિનાથ કેવલજ્ઞાન પામ્યા ત્યારે શ્રી કૃષ્ણ રાણીયો તથા નગરવાસીઓ સાથે વાંદવા ગયા અને વંદના કરી ધર્મનો ઉપદેશ સાંભળી પછી તેમણે રૂક્મણી નામે રાણીના ભવાંતર પૂછ્યા. ત્યારે ભગવાને કહ્યું કે મગધ દેશમાં રાજગ્રહી નગર છે. ત્યાં રૂપ અને જુવાનીના મદથી ભરપૂર એક લક્ષ્મીમતી નામે બ્રાહ્મણી રહેતી હતી. ત્યારે એક દિન એક દુર્બળ શરીરવાળા દિગંબરી મુનિરાજ આહાર લેવા આ નગરમાં આવ્યા. તેમને દેખી આ બ્રાહ્મણીએ તેમની ઘણી નિંદા કરી અને દુર્વચન કહી તેમના પર થુંકી.

મુનિની નિંદા કરી તેથી તેને તિર્યંચ આયુનો બંધ થયો અને તેજ જન્મનાં તેને કોઢ વિગેરે ઘણી વ્યાધિઓ થઈ. પછી આયુના છેડે દુઃખ ભોગવી મરી અને પછી ભેંસ થઇ. પછી મરી સૂકરી થઈ, પાછી કુતરી થઈ, પછી મચ્છીમારની સ્ત્રી થઇ, તે માછલી મારી ગુજરાન કરતી જીવન પુરૂં કરવા લાગી.

એકવાર વૃટવક્ષ (વડ) નીચે શ્રી મુનિ ધ્યાન લગાવી ઉભા હતા, ત્યાં આ કુરૂપ અને દુષ્ટ મચ્છીમારીણી જાળને લઈ ત્યાં આવી અને માછલી પકડવા જાળ નદીમાં નાંખી. આ દેખી મુનિરાજે તેને આ દુષ્ટ કામ કરતી રોકી અને તેના ભવાંતર સંભળાવી કહ્યું કે–તું પૂર્વ જન્મના પાપથી આવી દુઃખી થઇ છે અને હવે પણ જો પાપ કરીશ તો તારી ઘણી દુર્ગતિ (ખરાબ ગતિ) થશે. આ મચ્છીમારિણીને

મુનિરાજ પાસેથી આ ભવાંતર સાંભળવાથી મૂર્છા આવી ગઈ. પછી જાગૃત થઈ વિનંતિ કરવા લાગી કે હે નાથ! જો આ પાપથી છુટવાનો જો કોઈ ઉપાય હોય તો બતાવો. ત્યારે શ્રી ગુરૂએ દયા લાવી તેને સમ્યગ્દર્શન સાથેના શ્રાવકનાં પાંચ અણુવ્રતો ( અહિંસા, સત્ય, અચૌર્ય—ચોરી ન કરવી તે—બ્રહ્મચર્ય અને પરિગ્રહ પ્રમાણ ) નો ઉપદેશ આપ્યો. આઠ મૂલગુણ (પાંચ ઉદંબર, અને ત્રણ મકાર—મદ્ય (દારૂ), માંસ અને મધુ(મધ) ધારણ કરાવ્યા. આમ આ મચ્છીમારિણી શ્રાવકના વ્રતો લઈ આયુને છેડે સમાધિમરણ કરી દક્ષિણ દેશમાં સુકરા નગરના નંદ શેઠને ત્યાં નંદા શેઠાણીની લક્ષ્મીમતી નામની કન્યા થઈ. આ કન્યા જો કે રૂપવાન તો હતી પણ અશુભ આચરણ હતાં તેથી તેની બધા નિંદા કરતા હતા.

એકવાર તે નગરના વનમાં નંદ મુનિ પધાર્યા. બધા લોક વંદના માટે ગયા. રાજા વિગેરે બધાએ સ્તુતિ વંદના કરી ધર્મોપદેશ સાંભળ્યો. પછી નંદ શેઠે મુનિરાજને પુછયું કે હે પ્રભુ! આ મારી કન્યા ઉત્તમ રૂપવાળી થયાં છતાં કેમ અશુભ લક્ષણો વાળી છે જેથી તેની બધા નિંદા કરે છે? ત્યારે શ્રી ગુરૂએ કહ્યું કે—આ કન્યાએ પૂર્વ જન્મમાં મુનિની નિંદા કરી હતી જેથી તે ભેંસ, સૂકરી ( ડુકરી ) કૂકડી, મચ્છીમારિણી વિગેરે થઇ. મચ્છીમારિણીના ભવમાં મુનિના ઉપદેશથી પાંચ અણુવ્રત ધારણ કરી સન્યાસ મરણ કરી એ તારા ઘરે પુત્રી થઇ છે. હજુ એ કન્યાને પુરેપુરો અસાતા કર્મનો નાશ ન થવાથી આવી દશા થઇ છે. આથી જો તે કન્યા સમ્યકત્વ પૂર્વક નિઃશલ્ય અષ્ટમી વ્રત પાળે તો જરૂર આ પાપથી છુટી જશે. એ વ્રતની વિધિ આ પ્રકારે છેઃ—

ભાદરવા સુદી આઠમે ચાર પ્રકારનો આહાર છોડી શ્રી જિન મંદિરમાં જઇ દરેક પહોરે અભિષેક કરી પૂજા કરે. ત્રણ કાળ સામાયિક કરે, સ્વાધ્યાય કરે, અને રાત્રે પ્રભુ ભજન કરતી જાગરણ કરે. પછી નોમના દિને અભિષેક કરી પૂજા કરી અભ્યાગતને ભોજન કરાવી પોતે પારણું કરે. ચાર જાતના સંઘ ( મુનિ, આર્જીકા, શ્રાવક અને શ્રાવિકા ) ને ઔષધિ, શાસ્ત્ર, અભય અને આહાર દાન આપે. આમ આ વ્રત સોળ વરસ સુધી કરી પછી ઉદ્યાપન કરે તેમાં સોળ સોળ ઉપકરણો મંદિરમાં ભેટ આપે, અભિષેક સાથે પૂજા વિધાન કરે, ઓછામાં ઓછી સોળ શ્રાવિકાઓને પકવાનનું ભોજન પ્રેમ સાથે આપે, દુઃખી અને ભૂખ્યાને કરૂણા દાન કરે, અને ચાર જાતના સંઘમાં વાત્સલ્ય ભાવ પ્રગટાવે. જો ઉદ્યાપનની શકિત ન હોય તો વ્રત બેવડે. આવી રીતે તે શેઠની કન્યાએ વિધિ સાંભળી આ વ્રત લીધું અને વિધિ મુજબ પાળ્યું પણ ખરૂં. શ્રાવકના બાર વ્રતો લીધાં તથા સમ્યગ્દર્શન કે જે બધાં વ્રત અને ધર્મનું મૂળ છે તે પણ ધારણ કર્યું. વ્રત પુરૂં થયું ત્યારે ઉદ્યાપન કર્યું અને છેવટે શીલશ્રી આર્જીકાના ઉપદેશથી ચાર પ્રકારનો આહાર છોડી અને આર્ત અને રૌદ્ર એવા દુષ્ટ ભાવો છોડી સમાધિ મરણ કર્યું અને સોળમા સ્વર્ગમાં દેવી થઈ. ત્યાં પંચાવન પલ્યની આયુમાં ભાત ભાતનાં સુખ ભોગવ્યાં અને ત્યાંથી આયુષ્ય પુરૂં કરી આ ભીષ્મ રાજાને ત્યાં રૂક્ષ્મણી નામે કન્યા થઈ છે, અને હવે અનુક્રમે સ્ત્રી લીંગ છેદીને પરમ સિદ્ધ પદને પામશે.

આ રીતે રાણી રૂક્ષ્મણી પોતાના ભવાંતર સાંભળી સંસારના દેહ ભોગોથી વિરાગી થઇ આનંદથી રાજમતીની પાસે ગઇ અને તેની પાસેથી દીક્ષા લઈ તપ કરવા લાગી.

તે છેવટે સમાધિમરણ કરી સ્વર્ગમાં દેવ થઈ. ત્યાંથી આવી મનુષ્ય જન્મ પામી મોક્ષ પામશે. આ રીતે રૂક્મણી વ્રતના ફળથી પોતાના પૂર્વ ભવનાં સઘળાં પાપોનો નાશ કરી ઉત્તમ પદને પામી અને બીજા પણ જે ભવ્ય જીવો શ્રદ્ધા સાથે આ વ્રત પાળશે તે આવી રીતે ઉત્તમમાં ઉત્તમ સુખને પામશે.

"નિશલ્યાષ્ટમી વ્રત થકી, લક્ષ્મીમતિ ત્રિય સાર,
સકલ પાપકો નાશ કર, પાયો સુખ અવિકાર."



(૨૯)

## શ્રી જિનરાત્રિ વ્રત કથા.

"વન્દૂં ઋષભ જીનેંદ્ર પદ, માથ નાય હિત હેત,
કથા કહું જિનરાત્રિ વ્રત, અજર અમર પદ દેત."

જ્યારે ત્રીજા કાળનો અંત આવ્યો ત્યારે ક્રમ પ્રમાણે કર્મભૂમિ પ્રગટ થઇ અને કલ્પવૃક્ષો પણ મંદ થઈ ગયાં ત્યારે ભોગ ભૂમિના ભોળા જીવો ભૂખ તરસ વિગેરે ઘણી જાતના દુઃખોથી પીડાવા લાગ્યા. તે વખતે કર્મભૂમિની રીતો બતાવનાર ૧૪ કુલકર (મનુ) પેદા થયા. તેમાંથી ચૌદમાં મનુ શ્રી નાભિરાજા થયા. નાભિરાજાને મરૂદેવી નામે શુભ લક્ષણી રાણી હતી. તેના પુણ્યના ઉદયથી તીર્થંકર પદવી ધારણ કરનાર પુત્ર-દેવનો જન્મ થયો. એ દેવ પહેલા તીર્થંકર હતા. તેમને આદિનાથ કે ઋષભદેવ પણ કહે છે.

આદિનાથ નન્દા, સુન્દા નામે બે કન્યાઓ સાથે પરણ્યા

અને તેમનાથી ભરત, બાહુબલિ આદિ સો પુત્રો તથા બ્રાહ્મી અને સુંદરી નામે બે કન્યાઓ થઇ. તે બે કન્યા બ્રાહ્મી અને સુંદરી કુંવારી દશામાંથીજ દીક્ષા લઈ તપ કરવા લાગી. આમ ઋષભદેવે ઘણા વખત સુધી રાજ્ય કર્યું. જ્યારે આયુનો માત્ર ચોરાસીમો ભાગ એટલે એક લાખ પૂર્વ આયુ બાકી રહ્યું ત્યારે ઇન્દ્રે પ્રભુને વૈરાગ્ય થવાનું નિમિત્ત ઉભું કર્યું. એટલે એક નિલાંજના નામે અપ્સરા જેની આયુ થોડો સમય (થોડીક મીનીટજ) પૂરી થવાને બાકી હતી તેને તેમની પાસે નાચ કરવાને મોકલી. તે નાચ કરતી કરતી ત્યાં નાશ પામી અને તેજ ઘડીએ-તેજ પળે તેવીજ અપ્સરા આવીને નાચ કરવા લાગી. આ વાત પ્રભુ વિના (આદિનાથ વગર) કોઇપણ સભાજન જાણી શકયા નહિં પણ પ્રભુ તો ત્રણ જ્ઞાનવાળા (મતિ, શ્રુતિ અને અવધિ) હતા તેથી તેમણે તુરત તે જાણી લીધી.

તેઓ સંસારને ક્ષણભંગુર જાણી બાર ભાવનાઓ ચિંતવવા લાગ્યા. આ વેળા લૌકાંતિક દેવ આવ્યા અને પ્રભુના વૈરાગ્ય ભાવોની અનુમોદના કરી તેમને સ્તુતિ કરી વૈરાગ્યમાં સ્થિર કરી ચાલ્યા ગયા. પછી ઇન્દ્રાદિ દેવો અને નરેંદ્રોએ ઉત્સાહ સાથે તપ કલ્યાણકનો ઉત્સવ કર્યો. ભગવાન ઋષભનાથે સિદ્ધોને નમસ્કાર કરી પોતે દિગંબર દીક્ષા લીધી અને ભક્તિને આધીન થઇ તેમની સાથે ચાર હજાર રાજાઓએ પણ દેખાદેખી દીક્ષા લઈ લીધી. તે રાજાઓએ ઘોર તપ કરવાની શક્તિ ન હોવાથી ભાત ભાતના વેશ ધારણ કરી ત્રણસો ત્રેંતાલીસ પાખંડ મત ચલાવી દીધા. એ દીક્ષા લેવાવાળાઓમાં ભરતજીના પુત્ર મારીચ પણ હતા.

તેઓ જ્યારે ભગવાનને કેવળ જ્ઞાન થયું ત્યારે વંદના કરવા ગયા અને વંદના કરી મનુષ્યના કોઠામાં (સમવશરણની સભામાં) બેસી ધર્મનો ઉપદેશ સાંભળવા લાગ્યા. તે સાંભળ્યા પછી ભરતજીએ પૂછ્યું કે હે ઋષિનાથ ! અમારા વંશમાં આપના જેવા બીજા કોઈ ધર્મ તીર્થને ફેલાવનારા અથવા ચક્રવર્તિ થશે ? તેથી પ્રભુએ કહ્યું કે સાંભળો. મારીચનો જીવ નારાયણ થઈ ફરી તીર્થંકર પણ થશે. મારીચ સમવશરણમાંજ બેઠા હતા, તેમણે એ વાત સાંભળી હર્ષથી છકી જઈ દીક્ષા છોડી અનેક જાતનાં પાપના કામોમાં જોડાઇ ગયા અને પંચાગ્નિ તપ કરી છેવટ મરીને પાંચમાં સ્વર્ગમાં દેવ થયા. ત્યાંથી મિથ્યાત્વની દશામાં પ્રાણ છોડી અને ત્રસ સ્થાવર યોનિમાં જન્મ મરણ કરી પછી રાજ્યગૃહી નગરીના રાજા વિશ્વભૂતિની રાણી જયંતિને વિશ્વનંદી નામે પુત્ર થયો. એકવાર રાજા વિશ્વભૂતિ કોઈ નિમિત્તના યોગે વૈરાગ્ય પામ્યા અને પોતાના રાજપુત્રને બાળક જાણી પોતાના નાના ભાઈ વિશાખભૂતિને રાજ્ય અને પોતાના પુત્ર વિશ્વનંદિને પાટવી કુંવર સ્થાપી પોતે દીક્ષા લઇ તપ કરવા લાગ્યા.

પાટવી કુંવર વિશ્વનંદીએ પોતાના મનને આનંદમાં રાખવા એક બાગ તૈયાર કરાવ્યો અને ત્યાં હંમેશાં પોતાના મનને રાજી કરતો હતો. નવો રાજા વિશાખભૂતિ એ બાગ જોઈ ઘણો અજાયબ થયો. અને તેથી તેને વિશ્વનંદી ઉપર અદેખાઇ થઈ, એટલે તેણે વિશ્વનંદિને કોઈ રીતે દેશનિકાલ કરવાનું મનમાં નક્કી કર્યું અને તેથી તેણે પાટવી કુંવરને આજ્ઞા કરી કે તમે અમુક દેશ જીતવા જાઓ. આથી વિશ્વનંદિ દેશ જીતવા ગયા અને તેમનો ક્રીડા (રમત) કરવાનો જે બાગ હતો તે રાજાએ પોતાના પુત્ર વિશાખ-

નંદિને સોંપ્યો. થોડા વખત પછી જ્યારે પાટવી કુંવર દેશ તાબે કરી પાછા ફર્યા ત્યારે તેમને ખબર પડી કે પોતાને ક્રીડા (રમત) કરવાનો બાગ પોતાના કાકાના પુત્રના હાથમાં ગયેલ છે. પાટવી કુંવર આથી ઘણા ગુસ્સે થયા. અને તેમના કાકાના પુત્રને મારવા ગયા એટલે તે વિશાખભૂતિ પુત્ર ભયથી ડરી એક ઝાડ પર ચઢી ગયો. વિશ્વનંદિએ એ ઝાડનેજ ઉખેડી નાખ્યું. આ દેખી તે કુંવર વિશ્વનંદિ નામે પાટવી કુંવરના પગમાં માથું ઝુકાવી ક્ષમા માગવા લાગ્યો. પાટવી કુંવરે પોતાના ભાઇને ક્ષમા આપી ઉઠાડયો. અને પોતે સંસારને અસાર જાણી પોતાના કાકા સાથે દિગંબરી દીક્ષા લીધી. કાકા વિશાખભૂતિ બાર પ્રકારનું ઘોર તપ કરી દશમાં સ્વર્ગમાં દેવ થયા.

પાટવી કુંવર વિશ્વનંદિ અનેક જાતના ઘોર તપ કરતા એક મહિનાના ઉપવાસ પછી ભિક્ષા માટે નગરમાં આવ્યા તેવામાં કોઈ પશુએ પોતાના શીંગડાં મારી જમીન પર પાડી દીધા. આ વખત રાજા વિશાખનંદિ પોતાના મહેલોમાં બેઠા બેઠા આ બધું જોઇ રહ્યા હતા. તેઓ અવિચારી બની મુનિની મશ્કરી કરી કહેવા લાગ્યા કે પેલું બધું બળ હવે ક્યાં ગયું ? આવાં આવાં વચન સાંભળી મુનિરાજ વિશ્વનંદિ આવી રીતે અંતરાય પડી સમજી વનમાં ચાલ્યા ગયા, અને તેઓ આયુના છેડે સમાધિમરણ કરી દશમા સ્વર્ગમાં દેવ થયા. થોડા વખત પછી વિશાખનંદિ પણ દીક્ષા લઇ તપ કરી દશમા સ્વર્ગમાં દેવ થયા. આમ તે બન્ને દેવો દેવોને ઘટીત સુખો ભોગવવા લાગ્યા અને છેવટ ત્યાંથી આયુ પુરૂં કરી વિશાખભૂતિનો જીવ સૌરમ્ય દેશના પોદનપુર નગરના પ્રજાપતિ નામે રાજાની રાણી જયાવતીનો બલભદ્રની

પદવીવાળો પુત્ર થયો અને તેજ રાજાની મૃગાવતી રાણીની કૂખે વિશ્વનંદિનો જીવ દશમા સ્વર્ગમાં આયુ પુરૂં કરી ત્રિપૃષ્ટ નામે નારાયણ પદવી ધારી પુત્ર થયો. તે નારાયણ રથનુપુરના રાજા જ્વલજટીની પ્રભાવતી નામની કન્યા સાથે પરણ્યા. વિશાખનંદિનો જીવ જે વિજયાર્દ્ધ ગિરિનો રાજા અશ્વગ્રીવ નામનો પ્રતિ નારાયણ થયો હતો તે આ નારાયણ જે વિશ્વનંદિનો જીવ હતો તેનો વિવાહ આવી રીતે સાંભળી ઘણા ગુસ્સે થયા અને બોલ્યા કે જ્વલન-જટીની કન્યા ત્રિપૃષ્ટ જેવો રંક શું પરણી શકશે? ચાલો, એ પાપીને તેના આવા સાહસનું ફલ ચખાડું, આમ વિચારી તે અશ્વગ્રીવ રાજા પોતાની સેના સાથે ત્રિપૃષ્ટ રાજા (જે ભવિષ્યના નારાયણ હતા) ઉપર ચઢી આવ્યા અને ભયંકર લડાઈ ચાલી, જેથી દુનિયામાં હાહાકાર થઈ ગયો; પણ અન્યાયનું ફળ કદી સારૂં નથી આવ્યું અને આવવાનું પણ નથી, તેવી રીતે છેવટ ત્રિપૃષ્ટ રાજા જીત્યા. અશ્વગ્રીવ પોતાના કરેલા પાપનું ફળ મેળવી વધારે દુઃખ ભોગવવા નરકમાં પડયો. શું કોઈ કાંઈ કોઈની સંબંધિત અર્થાત્ પરણેલી સ્ત્રી લઇ શકે અને લઇને સુખી થઇ શકે છે? જુઓ, પારકી સ્ત્રીની માત્ર ઇચ્છાથી અશ્વગ્રીવ પ્રતિનારાયણને ત્રિપૃષ્ટે મારી નાંખ્યો અને ત્રિપૃષ્ટને નારાયણ પદવી માટે અવસર આવ્યો કે જેથી પુરા ત્રણ ખંડ કંઇ પણ મહેનત વગર ત્રિપૃષ્ટના હાથમાં ગયા. ખરેખર પુણ્યથી શું નથી થઇ શકતું? આ રીતે કેટલાક વખત સુધી ત્રિપૃષ્ટ નારાયણે સંસારના ભાત ભાતના સુખો ભોગવ્યા પછી છેવટના સમયે રૌદ્ર ધ્યાનથી મરી સાતમાં નરકમાં ગયા. ત્યાંથી તેત્રીસ સાગરનું ઘોર દુઃખ ભોગવી નીકળ્યા અને પછી સિંહ થયા. સિંહ થઇ

અનેક જીવોને મારી મારીને ખાધા અને તે ઘોર હિંસા કરવાથી મરીને ફરી પહેલા નરકમાં ગયા. ત્યાંથી નીકળી ફરી સિંહ થયા. તેવામાં ચારણ મુનિ અમિતકીર્તિએ ધર્મનો ઉપદેશ તેમને આપી સંબોધ્યા. તે વખત મુનિની શાંત મુદ્રા (મુખ) નો અને સરલ ઉપદેશનો સિંહ ઉપર ઘણો મોટો પ્રભાવ પડયો. સિંહે હિંસા છોડી અને ઉપવાસ કરી ફાગણ વદી ચૌદશે પ્રાણ છોડી પહેલા સ્વર્ગમાં હરિદ્ધજ નામે દેવ થયો. તે દેવ પુણ્યના પ્રભાવથી અનેક જાતનું સુખ ભોગવતો અને હંમેશ ધર્મનું પાલન કરતો આયુ પુરૂં કરી ધાતકી ખંડ નામના દ્વીપમાં સુમેરૂગિરિની પૂર્વ દિશામાં સીતા નદીના કિનારે ઉત્તર દિશામાં જે કક્ષાવતી દેશ છે તે દેશની હેમપ્રભ નગરીમાં કનક પ્રભુ નામના રાજા કનકમાલા પટરાણીનો હેમધ્વજ નામનો પુત્ર થયો. આ હેમધ્વજ રાજા એક વખત અકૃત્રિમ ચૈત્યાલયોની ( મંદિરોની ) વંદના કરવા ગયા હતા તેવામાં એક અકૃત્રિમ ચૈત્યાલયમાં શ્રી સુવ્રત નામના મુનિરાજના દર્શન થયાં. મુનિની સ્તુતિ વંદના કરી ધર્મનો ઉપદેશ સાંભળ્યા પછી આ હેમધ્વજ રાજા ભવાંતર પૂછવા લાગ્યા. શ્રી ગુરૂએ કહ્યું કે તૂં આ ભવથી ત્રીજા ભવે સિંહ હતો અને મુનિના ઉપદેશથી હિંસા છોડી તેં જિન રાત્રિ વ્રત ધારણ કર્યું હતું અને ઉપવાસ અને તપના ફળના પ્રભાવથી પહેલા સ્વર્ગમાં દેવ થયો. અને ત્યાંથી આયુ પુરૂં કરી તું હેમધ્વજ નામનો રાજા થયો છે.

આ સાંભળી રાજાએ વ્રતની વિધિ પુછી. શ્રી ગુરૂએ કહ્યું કે ફાગણ વદી ૧૪ (ગુજરાતી મહા વદી ૧૪) ના દીવસે ઉપવાસ (અપવાસ) કરવો, જિન મંદિરમાં જઇને પંચામૃત

અભિષેક સાથે આઠ દ્રવ્યોથી ભગવાનનું ત્રણ કાલ પૂજન, સામાયિક, અને સ્વાધ્યાય કરવાં. રાત્રે પણ ભજન ને જાગરણ કરવું.

બીજે દિવસે અતિથિ (અભ્યાગત) ને ભોજન કરાવી પોતે જમે, ને સુપાત્રને ચાર જાતનું દાન કરે. આવી રીતે ચૌદ વરસ સુધી આ વ્રત કરી પછી ઉદ્યાપન કરવું.

ભૂત, ભવિષ્ય અને વર્તમાન ચૌવીશ તીર્થંકરોનું વિધાન (પાઠ) રચાવવું. ચૌદ મોટા ગ્રન્થ (શાસ્ત્રો) મંદિરમાં પધરાવે, તથા બીજાં ઉપકરણો ચૌદ ચૌદ મંદિરમાં ભેટ કરે. ઓછામાં ઓછા ચૌદ શ્રાવક અને ચૌદ શ્રાવિકાઓને ભક્તિ અને શ્રદ્ધાપૂર્વક પકવાન વિગેરેનું ભોજન આપે, નવાં વસ્ત્રો પહેરાવે. કંકુનો ચાંલ્લો કરી તેઓને ભલી રીતે આદર ભાવ આપે. ચૌદ બિજોરા આપે, ચાર જાતની દાનશાળાઓ ખોલે વિગેરે ઉત્સવ કરે અને જો શક્તિ ન હોય તો વ્રતને બેવડે.

આ રીતે રાજા હેમધ્વજે વ્રતની વિધિ સાંભળી ભક્તિભાવથી વ્રત લીધું અને બરાબર વિધિ પ્રમાણે તે પાળ્યું. પછી છેવટના વખતે જિનદીક્ષા લઈ બાર પ્રકારનાં તપ કરી આયુ પુરૂં કરી આઠમા સ્વર્ગમાં તેઓ દેવ થયા. ત્યાંથી આયુ પુરૂં કરી અવન્તી દેશની ઉજ્જેની નગરમાં વજ્રસેન રાજાની સુશીલા રાણીના હરિષેણ નામના પુત્ર થયા. અને યોગ્ય ઉંમરે તેઓ પાંચ અણુવ્રતો પાળતા પાળતા થોડોક વખત તેમણે રાજ્ય કર્યું; પછી દીક્ષા લઇ ઘોર તપ કરી સમાધિ મરણ કરી પ્રાણ છોડી દસમા સ્વર્ગમાં દેવ થયા; ત્યાંથી પછી જંબૂદ્વીપના પૂર્વ વિદેહ કક્ષાવતી દેશની ક્ષેમપુરી નગરીમાં ધનંજય રાજાની

પ્રભાવતી પટ્ટરાણીના પ્રિયમિત્ર નામે પુત્ર થયા. પુણ્યના ફલથી ચક્રવર્તિ થઇ છખંડનું રાજ્ય કરી ઘણાં સુખો ભોગવ્યાં. ફરી જિનરાત્રિ વ્રત કર્યું અને છેવટ ક્ષેમંકર-સ્વામી પાસેથી દીક્ષા લઇ પ્રબળ તપ કરી આયુ પુરૂં કરી બારમાં સહસ્રાર સ્વર્ગમાં સૂર્યપ્રભુ દેવ થયા. ત્યાંથી આયુ પુરૂં કરી ભરતક્ષેત્રના શ્વેતક્ષેત્રપુર નામે નગરના રાજા નંદિવર્દ્ધનની વીરમતી રાણીને શ્રી નંદન નામે પુત્ર થયા અને તે પુત્ર પ્રિયંકરા નામની રાજકન્યા સાથે પરણી આનંદથી રહેવા લાગ્યા. ફરી તેમણે જિનરાત્રિ વ્રત કર્યું અને કેટલોક વખત રાજ્ય કરી છેવટ પોતાના પુત્રને રાજ્ય આપી પોતે પાંચ મહાવ્રતો ધારણ કર્યાં અને સોલહકારણ (સોળ ભાવનાઓ) ભાવી તેથી તીર્થંકર નામ પ્રકૃતિનો બન્ધ કરી આયુ પુરૂં કરી સોળમા પુષ્પોત્તર વિમાનમાં દેવ થયા; ફરી ત્યાંથી આયુ પૂર્ણ કરી ભરતક્ષેત્રના આર્ય-ખંડમાં મગધદેશની કુંડલપુર નામની નગરીના રાજા સિદ્ધાર્થની રાણી ત્રિશલાદેવીની કૂખે જન્મી પાંચ કલ્યાણકને ધારણ કરવાવાળા શ્રી વર્દ્ધમાન નામે ચોવીસમા તીર્થંકર થયા.

પ્રભુનો જન્મ ચૈત્ર સુદી તેરસે થયો હતો. આપે પોતાની કુમાર અવસ્થામાંજ માગસર વદી દસમના દિને દીક્ષા ધારણ કરી લીધી અને બાર વરસ સુધી ઘોર તપ કર્યા પછી વૈશાખ સુદ દશમે કેવલજ્ઞાન પામ્યા અને અનેક દેશોમાં વિહાર કરી ધર્મનો ઉપદેશ આપી ભવ્ય જીવોને કલ્યાણના માર્ગ તરફ વાળ્યા. શ્રી વીર પ્રભુએ ત્રીસ વરસ સુધી ભેદભાવ વગર સઘળા જનો, પશુઓ અને દેવો અથવા જીવ માત્રને કલ્યાણનો ઉપદેશ કર્યો. પછી કાર્તિક વદી અમાવાસ્યાના દિને (ગુજરાતી આશો વદ અમાસે) પરોઢીએ

પાવાપુરીના વનમાં બાકીના ચાર અઘાતીયા કર્મોનો પણ નાશ કરી મોક્ષપદને પામ્યા.

આવી રીતે આ વ્રતના પ્રભાવથી સિંહે પણ અનેક ઉત્તમમાં ઉત્તમ ભવ લઇ, છેવટ ચોવીસમા તીર્થંકરનું પણ પદ પામી લોકને પૂજવા લાયક સિદ્ધપદને મેળવ્યું. આ વ્રતને બીજા ભવ્ય જીવો ભાવ સહીત પાળશે તો અચિત ઉત્તમ ફળને પામશે.

"પાલન કર જિનરાત્ર વ્રત, સિંહ મહાદ્દઢ જીવ,
અનુક્રમ તીર્થંકર ભયો, પાયો મોક્ષ સદીવ."

---

## (૨૯)

## श्री जिनगुणसंपत्ति व्रत कथा.

"વન્દૂં આદિ જિનેન્દ્ર પદ, મન વચ શીશ નવાય,
જિનગુણ સંપત્તિ વ્રત કથા, કહું ભવ્ય સુખદાય."

ધાતકી ખંડની પૂર્વ દિશામાં મેરૂ સંબંધી અપર વિદેહ ક્ષેત્રમાં એક પાટલીપુર નામે નગર છે. ત્યાં નાગદત્ત નામે એક શેઠ અને સુમતિ નામે શેઠાણી રહેતાં હતાં. તેઓ ગરીબ થઈ જવાથી મનમાં ઘણું દુઃખ પામતા હતા. વનમાંથી લાકડીઓનો ભારો લાવી વેચતા, અને પેટ ભરતા. એક દિન સુમતિ શેઠાણી ભૂખ તરસથી આકુળ થઇ એક ઝાડ નીચે થાકીને બેઠી હતી, એવામાં તેણીની નજરે કાંઇક નવું જોવાનું મળ્યું. ઘણાં નરનારીઓ પૂજાનાં આઠ દ્રવ્યો લઈ મોટા ઉત્સાહથી આનંદ સાથે ચાલી જતી હતી. સુમતિએ તેમને પુછ્યું કે કેમ ભાઈ, તમે બધા કયાં જાઓ

છો અને કોનો આ ઉત્સવ છે? તેણીને જવાબ મળ્યો કે અંબર તિલક પર્વત ઉપર પિહુતાસ્રવ નામે કેવલી ભગવાન પધાર્યા છે. અમે સૌ તેમની વંદના માટે જઇએ છીએ. અને આઠ દ્રવ્યો પૂજા માટે લઇ જઇએ છીએ.

આ શુભ સમાચાર સાંભળી સુમતિ શેઠાણી આનંદ સાથે બધા લોકોની સાથેજ પ્રભુની વંદના માટે ચાલી નીકળી.

આવી રીતે જ્યારે બધા લોક પિહુતાશ્રવ સ્વામી પાસે આવ્યા ત્યારે મન, વચન, કાયાથી ભકિત સાથે ભગવાનની પૂજા વંદના કરી અને ફરી એકચિત્ત થઇ ધર્મનો ઉપદેશ સાંભળવા બેસી ગયા. સ્વામીએ દેવપૂજા, ગુરૂ–સેવા, સ્વાધ્યાય, સંયમ, તપ અને દાન એવાં ગૃહસ્થીના છ આવશ્યક કર્મોનો ઉપદેશ આપ્યો. પછી અહિંસા, સત્ય, અચોર્ય (ચોરી ન કરવી તે), બ્રહ્મચર્ય ( સ્વદારસંતોષવૃત ) અને પરિગ્રહ પ્રમાણ એ પાંચ શ્રાવકનાં અણુવ્રતો અને તેના રક્ષક–ચાર શિક્ષાવ્રત અને ત્રણ ગુણ વ્રત એવાં સાત શીલ; એવી રીતે બાર વ્રતોનો ઉપદેશ કર્યો અને સૌથી પહેલું કર્તવ્ય સમ્યગ્ દર્શનનું સ્વરૂપ સમજાવ્યું.

આમ ઉપદેશ સાંભળી નરનારીઓ પોતપોતાના ઘેર આવ્યાં. તે વખતે સુમતિ શેઠાણી જે ગરીબાઈથી ઘણી દુઃખી થતી હતી તેણી પ્રસંગ જોઇ ભગવાનને પોતાના દુઃખની કથની કહેવા લાગી–હે દીનબન્ધુ! દયાસાગર ભગવાન! હું અબળા ગરીબાઇથી દુઃખી થઈ પુરેપુરી આકુળ થઇ રહી છું. કયા કારણથી લક્ષ્મી (ધન) મારાથી આઘી રહે છે, અને તે કેવી રીતે મળે જેથી મારૂં દુઃખ મટી મારી પ્રવૃત્તિ (કાર્ય) પણ દાન પૂજા વિગેરેમાં સમાયેલી રહે?

કોઇ કવિએ બરાબરજ કહ્યું છે કે ભૂખે પેટ ભક્તિ નહીં હોય, ધર્માધર્મ ન સૂઝે કોય." એ કહેવત મુજબ જ્યારે બધા લોક ધર્મનો ઉપદેશ સાંભળી રહ્યા હતા ત્યારે આ સુમતિ શેઠાણી પોતાની ગરીબાઇરૂપી તત્વના વિચારમાં ડુબી હતી, જેથી અવસર મળતાંજ ઝટ કહી સંભળાવ્યું.

સ્વામીએ કે જેમની નજરમાં રાજા અને રંક સરખા છે તેમણે શેઠાણીના ચિત્તને શાંત અને પ્રસન્ન કરે એવા શબ્દોમાં સમજણ આપી કે હે બેટી ! સાંભળઃ—પલાસકૂટ નગરમાં દ્વિવિલહ નામે ઠાકોર (રાજા) રહેતો હતો. તેની પત્ની સુમતી અને પુત્રી ધનશ્રી રૂપ અને જોબનથી ભરપૂર હતી. એક વખત ધનશ્રી પાંચ સાત સાહેલીઓને લઈ વન-ક્રીડા (વનમાં રમતગમત) કરવા માટે એક ઉપવનમાં ગઈ જ્યાં એક ઝાડ નીચે સમાધિગુપ્ત નામે મુનિરાજ ધ્યાનમાં લીન થઇ રહ્યા હતા. આવા મુનિરાજને દેખી આ મદમાતી ધનશ્રી નિંદાના વચનો કહેવા લાગી અને ધિક્કાર કરી શ્રી મુનિરાજની ઉપર કૂતરા છોડયા. આથી મુનિરાજને મોટો ઉપસર્ગ થયો. પરંતુ તે ધીર વીર જિનગુરૂ પોતાના ધ્યાનથી જરાપણ ચલાયમાન ન થયા, પણ આ મોટા પાપના લીધે આ ધનશ્રી મરીને સિંહણ થઇ અને સિંહણ થયા પછી તું મરીને પાછી ગરીબ, નારી થઇ છે. આમ જે કોઇ મૂર્ખ નરનારી શ્રીગુરૂને ઉપસર્ગ કરે છે તે આવી અથવા આથી પણ નીચ ગતિને પામે છે.

સુમતિ શેઠાણી પોતાના પૂર્વ ભવાંતર સાંભળી બહુ દુઃખી થઈ અને પશ્ચાતાપ કરી રોવા લાગી. પછી કંઇ ધીરજ લાવી હાથ જોડી પૂછવા લાગી કે હે સ્વામી ! મારૂં

આ પાપ કેવી રીતે છુટશે ? મુનિરાજે કહ્યું કે જો તું સમ્યગ્-દર્શન સાથે જિનગુણ સંપત્તિ વ્રતનું પાલન કરે તો તારૂં દુઃખ મટી તારૂં મનવાંછિત કાર્ય સિદ્ધ થશે.

એ વ્રતની વિધિ એવી છે કે પ્રથમજ સોલહકારણ ભાવનાઓ કે જે તીર્થંકર પ્રકૃતિના આસ્રવનું કારણ છે તેના સોળ, પાંચ પરમેષ્ટીના પાંચ, આઠ પ્રાતિહાર્યના આઠ અને ચોત્રીસ અતિશયોના ચોત્રીસ એવી રીતે મળી કુલ ત્રેસઠ ઉપવાસ કાંતો પ્રોષધ ઉપવાસ કરે અને તે ઉપવાસોના દિવસોમાં બધો ઘરનો આરંભ છોડી જિનેંદ્રનો અભિષેક અને પૂજા વિધાન કરે, દિવસમાં ત્રણવાર સામાયિક કે સ્વાધ્યાય કરે અને ઉદ્યાપનની શક્તિ ન હોય તો વ્રત બેવડે. ઉદ્યાપનની વિધિ એવી છે કે કેરી, જમરૂખ, કેળા, નારંગી, બિજોરા, નારિયેળ, અખોડ, ખારેક, બદામ, દ્રાક્ષ વિગેરે દરેક જાતનાં ત્રેસઠ ફળો અને ભાતભાતનાં પકવાનો સાથે આઠ દ્રવ્યોથી ભગવાનનું મહા અભિષેક સાથે પૂજન કરે અને મંદિરમાં ચંદરવો, ચમર, છત્ર, ઝાલર વિગેરે ઉપકરણો ભેટ આપે તથા ત્રેસઠ શાસ્ત્રો લખાવી શ્રાવક શ્રાવિકાઓને જ્ઞાનાવરણ કર્મના ક્ષય માટે વ્હેંચે અથવા જિનમંદિરના શાસ્ત્રભંડારમાં પધરાવે, ખૂબ ઉત્સવ કરે, અભ્યાગતોને (અતિથિયોને) ભોજન આપે અથવા દીન દુઃખીનું બને તેટલું દુઃખ દૂર કરે.

આ રીતે સુમતિ શેઠાણી વ્રતની વિધિ સાંભળી ઘેર આવી અને શ્રધ્ધા સાથે વ્રતનું પાલન કરી શક્તિ પ્રમાણે તેણીએ ઉદ્યાપન પણ કર્યું, અને આયુના છેડે સન્યાસ મરણ કરી બીજા સ્વર્ગમાં લલિતાંગ દેવની પટ્ટરાણી દેવી થઈ.

પુણ્યના પ્રભાવથી તે સ્વયંપ્રભા દેવી ઘણી જાતનું સુખ ભોગવવા લાગી અને આયુ પુરૂં કરી ત્યાંથી આ જંબૂદ્વીપના પૂર્વ વિદેહ સંબંધી પુષ્કલાવતી દેશની નગરીમાં યજ્ઞદત્ત ચક્રવર્તિની લક્ષ્મીમતી નામની રાણીના ગર્ભથી શ્રીમતી નામની પુત્રી થઇ અને તે વજ્રસંઘ રાજા સાથે પરણી. એક દિન તે પતિપત્ની વન ક્રીડા માટે ગયાં અને સર્પ સરોવરના કિનારા પર આવેલા ચારણ મુનિને આહાર દાન આપ્યું, અને એવા દાનના પ્રભાવથી તેઓ બન્ને ભોગ ભૂમિમાં જન્મ્યાં. પછી ત્યાંથી આયુ પુરૂં કરી શ્રીમતીના જીવે જંબુદ્વીપમાં અવતાર લઇ આર્જીકાનું વ્રત લીધું અને સન્યાસ સહીત મરણ પામી, સ્ત્રી લીંગને છેદી તે જીવ બીજા સ્વર્ગમાં દેવ થયો. પછી ત્યાંથી આયુ પુરૂં કરી જંબુદ્વીપના પૂર્વ વિદેહ વત્સકાવતી દેશની સુશીલા નગરીમાં સુબુદ્ધિ નામે રાજાની મનોરમા રાણીને કેશવ નામે પુત્ર થયો. તેણે ઘણો વખત પોતાના પિતા તરફથી મેળવેલ રાજ્યસુખ ન્યાય અને નીતિ પૂર્વક ભોગવ્યું. પછી કોઇ નિમિત્ત મળવાથી વૈરાગ્ય થયો અને સીમંધર સ્વામી પાસે જિન દિક્ષા લઇ પ્રબળ તપ કરી તપના પ્રભાવથી સન્યાસ-મરણ કરી સોળમાં સ્વર્ગમાં દેવ થયો. ત્યાંથી બાવીસ સાગર આયુષનું સુખ ભોગવ્યું અને પછી જંબુદ્વીપના વિદેહ ક્ષેત્રમાં પુષ્કલાવતી દેશની પુણ્ડરીકની નગરીમાં કુબેરદત્ત શેઠની અનન્તમતી શેઠાણીનો ધનદેવ નામે પુત્ર (ચક્રવર્તિનો ભંડારી) થયો. એક દિન તે ધનદેવ ચક્રવર્તિની સાથે મુનિરાજને વાંદવા ગયો અને મુનિરાજનો ઉપદેશ પામતાં તેને વૈરાગ્ય થયો અને જિન દીક્ષા અને તપ કરી સન્યાસ મરણ કરી સર્વાર્થસિદ્ધિમાં તે અહમન્દ્ર થયો.

પછી ત્યાંથી આયુ પુરૂં કરી ભરતક્ષેત્રના કુરૂજાંગલ દેશની હસ્તિનાગપુર નગરીમાં શ્રેયાંસ નામનો રાજા થયો અને કેટલોક વખત રાજ્ય સુખ ભોગવ્યું. પછી શ્રી રીખવદેવ ભગવાનને આહાર દાન આપ્યું, જેથી દાનીઓમાં પંકાઈ શ્રેષ્ઠ દાનવીર કહેવાયો કે જેની કથા આજ સુધી પ્રખ્યાત છે અને લોકો એ દાનના દિવસને (વૈશાખ સુદી ત્રીજ) અક્ષયતૃતીયા કે અખાત્રીજ કહે છે અને ઉત્સવ માને છે કેમકે સૌથી પહેલી દાનની રીત એ રાજાથી શરૂ થઈ.

પછી તે પ્રસિદ્ધ દાની રાજા શ્રેયાંસ ભગવાન રીખવદેવના મુખથી ધર્મનો ઉપદેશ સાંભળી જિન દિક્ષા લઈ તપ કરવા લાગ્યા અને શુકલ ધ્યાનના પ્રભાવથી કેવલ જ્ઞાન પામી મોક્ષ પદને પામ્યા.

આ રીતે સુમતિ નામની કંગાલ શેઠાણીએ જિન ગુણસંપત્તિ વ્રત સમ્યગ્દર્શન સાથે પાળી અનુક્રમે મોક્ષપદ મેળવ્યું તો બીજા ભવ્ય જીવો એ વ્રત પાળે તો ઉત્તમ ફળને કેમ નહીં પામે ? ઉત્તરમાં જરૂર પામશે.

"જિનગુણ સંપત્તિ વ્રત કરો, સુમતિ વણિક વરનાર,<br>
નર સુરકે સુખ ભોગ કર, ફેર હુંઇ ભવપાર."



(૨૭)

## શ્રી મેઘમાલા વ્રત કથા.

"મહાવીર પદ પ્રણમી કર, ગૌતમ ગુરૂ શિર નાય,<br>
કથા મેઘમાલા તણી, કહું સબહીં સુખદાય."

વત્સ દેશની કૌશામ્બી પુરીમાં જ્યારે રાજા ભુપાલ રાજ્ય કરતા હતા ત્યારે ત્યાં એક વત્સરાજ નામે શેઠ અને

તેની શેઠાણી પદ્મશ્રી નામે રેહતી હતી. તે શેઠના ઘેર પૂર્વનાં અશુભ કર્મોના ઉદયથી કંગાલીયત રહ્યા કરતી હતી. તે ઉપરાંત તેને સોળ પુત્રો અને બાર કન્યાઓ હતી.

ગરીબાઈની અવસ્થામાં આટલાં બાળ બચ્ચાંનું લાલન પાલન કરવું અને ગૃહસ્થીનો ખર્ચ ચલાવવો કેવું કઠણુ પડે છે તેનો અનુભવ તેનેજ થાય છે કે જેને કોઇવાર તેવો પ્રસંગ આવી ગયો હોય અથવા જેણે પોતાની આસપાસ વસતા દીન દુઃખીઓ ઉપર કોઇવાર પોતાની નજર નાંખી હોય.

પરમ પ્રેમ કરવાવાળાં માબાપ પણુ એવા વખતમાં પોતનાં પ્યારાં બાળકોને અઘટીત અને કઠોર વચનોમાં માત્ર કહેવા લાગે છે એટલુંજ નહિં પણુ તેઓને મફત અથવા કિંમત લઇ વેચી પણુ દે છે. પ્રાણુથી પ્યારાં બાળ બચ્ચાંઓ કે જેમના માટે સંસારના અસંખ્ય મનુષ્યો લલચાયેલા રહે છે અને અનેક યંત્ર મંત્ર વિગેરે કરાવ્યા કરે છે તેઓ પણુ અફસોસ કે આવી ગરીબાઇમાં બોજા રૂપ થઈ પડે છે.

વત્સરાજ શેઠ હંમેશાં આ ચિંતામાં ચિંતાતુર રહેતો હતો. જ્યારે એ બાળકો ભૂખ્યા થઇ મા પાસે ખાવાનું માંગતા ત્યારે મા કઠોર વચનો કહી દેતી કે જાવો, મરો, લાંઘણુ કરો. ચાહે ભીખ માંગો. તમને હું ક્યાંથી ખાવાનું આપું ? આથી તે ન્હાનાં કુમળાં બાળકો મા પાસેથી પાછા પડી જ્યારે બાપ પાસે આવે ત્યારે ત્યાંથી પણુ નિરાશજ થવાનું પાને પડયું હોય. અફસોસ ! હાય ! તે વખતનું કરૂણુ રૂદન (રડવું) કોના હૃદયને ન ભેદે ?

એક દિન ભાગ્યના ઉદયથી એક ચારણુ ઋદ્ધિધારી મુનિ ત્યાં આવ્યા. તેમને જોઇ વત્સરાજ શેઠે ભકિત પૂર્વક પડ-

ગાહવી ઘરમાં જે લૂખું પાખું શુદ્ધ ભોજન બનાવવામાં આવ્યું હતું તે ભકિત પૂર્વક મુનિરાજને આપ્યું.

મુનિરાજ ભકિતથી અપાયેલ સ્વાદ વગરના તે ભોજનનો આહાર કરી વન તરફ સીધાવ્યા. પછી શેઠ પણ ભોજન કરી જ્યાં મુનિરાજ સીધાવ્યા હતા ત્યાં શોધતા શોધતા પહોંચ્યા અને ભક્તિ ભાવ સાથે વંદના કરી બેઠા. શ્રી ગુરૂએ તેમને સમ્યક્ત્વ વિગેરે ધર્મનો ઉપદેશ આપ્યો. પછી શેઠે પૂછયું કે હે દયાના સાગર! મારૂં કંગાલ થવાનું કારણ શું છે? અને હવે આવી મારી ગરીબાઇ કઇ રીતે દૂર થઈ શકે?

ત્યારે શ્રીગુરૂ બોલ્યા કે હે પુત્ર! સાંભળ! કૌશલ દેશની અયોધ્યા નગરીમાં દેવદત્ત નામે શેઠની દેવદત્તા નામે શેઠાણી રહેતી હતી તે પૈસે ટકે અને રૂપ–સુંદરતાથી ભરપૂર તો હતી, પણ કંજુસ હોવાથી દાન ધર્મમાં ધન ખરચવાનું તો દૂર રહ્યું પણ તેથી ઉલટું બીજાનું ધન લૂંટવામાં તૈયાર રહેતી.

એક દિન કયાંકથી એક ગૃહત્યાગી બ્રહ્મચારી જે શરીરે ઘણા દુર્બળ હતા તે ભોજન નિમિત્તે તેના ઘેર આવી ચઢયા. તેમને દેખી શેઠાણીએ અનેક કુવચનો કહી કાઢી મૂકયા. તે કંજૂસણ કહેવા લાગી કે અરે! જા, જા, અહીંથી નીકળ. અહીં તો ઘરનાં બચ્ચાં ભૂખે મરી રહ્યાં છે. દાન તે કયાંથી કરે? એ તો કહે કે–જે કોઇ હોય તે અહીં-આજ ચાલ્યું આવે છે. તેવામાં તેના સ્વામી દેવદત્ત પણ આવી પહોંચ્યા, અને તેમણે પણ શેઠાણીની હામાં હા પાડી દીધી.

આથી થોડા દિનોમાં તેવુંજ થયું–જેવું મન તેવી દશા થઇ ગઇ એટલે તેમનું બધું ધન ચાલ્યું ગયું અને તેઓ ખરેખર ભૂખે મરવા લાગ્યાં. ઘણા તીવ્ર પાપનું ફળ કોઇ કોઇવાર પ્રત્યક્ષ (નજરો નજર) પણ દેખાઇ આવે છે.

તે શેઠ શેઠાણી આર્તધ્યાનથી મરી એક બ્રાહ્મણના ઘેર ભેંસનાં પાડી અને પાડો થયાં. ત્યાં પણ ભૂખ તરસની વેદનાથી પીડાઇને પાણી પીવા માટે એક સરોવરમાં પેઠાં હતાં અને ત્યાં કીચડમાં જકડાઈ ગયાં અને જ્યારે તરફડીયાં મારી મરતાં હતાં ત્યારે તે વખત કોઇ દયાળુ શ્રાવકે આવી તેમને નમોકાર મંત્ર સંભળાવ્યો અને મીઠાં વચનોથી વાત કરી.

આ પાડા પાડી ત્યાંથી મરી નમોકાર મંત્રના પ્રભાવથી તું મનુષ્યના ભવને પામ્યો પણ પૂર્વે કરેલાં પાપો ભોગવવાં બાકી રહી જવાથી હજુ સુધી ગરીબાઇએ તારો કેડો (પીછો) મૂકયો નથી.

હે પુત્ર! આ દાન ન દેવાનું અને યતિ વિગેરે મહાત્માઓને ધિક્કારવાનું ફળ છે. આથી દરેક ગૃહસ્થે હંમેશાં શક્તિ પ્રમાણે જરૂર દાન ધર્મમાં મન લગાડવું જોઇએ.

હવે તું સત્ય દેવ, અર્હંત, ગુરૂ નિગ્રન્થ અને દયામયી ધર્મમાં શ્રદ્ધા કર અને શ્રદ્ધા સાથે મેઘમાળા વ્રતને પાળ તો બધી રીતે આ લોક તેમજ પરલોક વિષેનાં સુખો પામીશ.

આ વ્રત ભાદરવા સુદી ૧૫ થી આસો સુદી ૧૫ સુધી દરેક વરસે એક માસ કરી પાંચ વરસ સુધી કરવું જોઇએ, અથવા ભાદરવા સુદી ૧૫ થી આસો સુદી ૧૫ સુધી એક

જિન મંદિરના આંગણામાં (ચોકમાં) સિંહાસન વિગેરે પધરાવે અને જિન પ્રતિમાની સ્થાપના કરી મહા અભિષેક અને પૂજા હંમેશાં કરે, સફેદ વસ્ત્રો પહેરે, સફેદ ચંદરવા બંધાવે, મેઘધારા (વરસાદની જેમ ઉંચેથી નીચે પડે તેવી ધારા) ની માફક ૧૦૦૮ કલશોથી મહા અભિષેક કરે અને પછી પૂજા કરે. પંચ પરમેષ્ટીના ૧૦૮ વાર જાપ કરે, પછી સંગીત સાથે જાગરણ ભજન વિગેરે કરે. જમીન ઉપર સુવું ને બ્રહ્મચર્ય વ્રત પાળે. શક્તિ મુજબ ચાર પ્રકારનાં દાન કરે, હિંસા વિગેરે પાંચ પાપોનો ત્યાગ કરે અને એક માસ સુધી બ્રહ્મચર્ય સાથે એકાશણું ઉપવાસ, બેલા, તેલા વિગેરે શકિત પ્રમાણે કરે. હંમેશાં છ રસો છોડે એટલે દરેક દીવસે એક રસ છોડી ભોજન કરે. આવી રીતે જ્યારે પાંચ વરસ પૂરાં થાય ત્યારે શકિત પ્રમાણે ભાવ સહીત ઉદ્યાપન કરે એટલે પાંચ જિન પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરાવે, પાંચ મોટાં શાસ્ત્રો લખાવે, પાંચ જાતનાં પકવાન બનાવી પાંચ શ્રાવકોને ઘેર આપે. પાંચ ઘંટ, ઝાલર, ચંદરવા, ચૌકી (બાજઠ), ચમર, છત્ર, ચંદરવા વિગેરે ઉપકરણો મંદિરમાં આપે. પાંચ શ્રાવકોને (વિદ્યાર્થીઓને) ભોજન કરાવે, સરસ્વતી ભવન–વિદ્યામંદિર બનાવે, પાઠશાળા ચલાવે વિગેરે અને પ્રભાવના વધારનારાં ઘણાં કામો કરે.

આ રીતે વ્રતની વિધિ જાણી શેઠ શેઠાણીએ શ્રદ્ધા સાથે આ વ્રતને પાળ્યું તેથી વ્રતના પ્રભાવથી તેમની બધી ગરીબાઈ દૂર થઇ ગઈ અને તેઓ બન્ને સુખથી વખત વીતાડતાં આયુને છેડે સન્યાસ મરણ કરી બીજા સ્વર્ગમાં દેવ થયાં. પછી ત્યાંથી આયુ પુરૂં કરી તેઓ પોદનપુરમાં

વિજયભદ્ર નામે રાજા અને વિજયાવતી નામે રાણી થયાં અને પુણ્યના પ્રભાવથી ધન ધાન્ય પુત્ર પૌત્રાદિ સંપત્તિને પામ્યા.

વૃદ્ધાવસ્થામાં તે રાજા રાણી પોતાના પુત્રને રાજ્ય સોંપી પોતે જિનદિક્ષા લઈ તપ કરવા લાગ્યાં અને તપના પ્રભાવથી મરણ પછી રાજા તો સર્વાર્થસિદ્ધિ વિમાનમાં અહુમિંદ્ર થયા અને રાણી પણ સ્ત્રી લિંગને છેદી સોળમાં સ્વર્ગમાં મહર્દ્ધિક દેવ થઇ. ત્યાંથી આયુ પુરૂં કરી તે બન્ને પ્રાણી મોક્ષપદને પામશે. જો કોઈ બીજાં નરનારી શ્રદ્ધા સાથે આ વ્રતને પાળશે તો તેઓ પણ જરૂર ઉત્તમ ફળને પામશે.

"મેઘમાલા વ્રત ધાર કર, શેઠ શિઠાણી સાર,
લહો સ્વર્ગ અરૂ લહેંગે, મોક્ષ સુખ અધિકાર."



(૨૫)

## લબ્ધિવિધાન વ્રત કથા.

"પ્રથમ નમું જિન વીર પદ, મુનિ ગુરૂ ગૌતમ પાય,
લબ્ધિવિધાન કથા કહું, શારદ હોહુ સહાય."

કાશી દેશમાં વારાણસી (બનારસ-કાશી) નામે નગરીમાં મહા પ્રતાપી વિશ્વસેન રાજા હતો. તેની રાણીનું નામ વિશાલનયના હતું. એક દિન રાજાએ કૌતુકપૂર્ણ (કૌતકવાળા) દિલથી નાટકનો ખેલ કરાવ્યો. નાટકનાં પાત્રોએ રાજાને રાજી કરવા જૂદીજૂદી રીતે ગીત, નાચ, હાવભાવ, વિભ્રમ ઇત્યાદિ પૂર્વક નાટકનો ખેલ કરવો શરૂ કર્યો અને રાજા રાણી અને બધાં નગરવાસીઓ (લોકો) પોતપોતાની જગ્યાએ બેસી આનંદ સાથે આવો ખેલ જોવા લાગ્યા.

તે નાટકના પાત્રોના વિધવિધ જાતન વેષો અને હાવભાવોથી રાણીનું ચિત્ત ચંચલ બની ગયું અને ચમર અને રંગી નામની પોતાની બે સાહેલીઓ સાથે પોતાને ઘેર ચાલી ગઇ અને કુસંગતમાં પડી પોતાનું શીલધર્મ રૂપી ભૂષણ (ઘરેણું) ખોઈ બેઠી. પછી ગામોગામ ભમતી એક નાયકાના જેવાં કામો કરવા લાગી. જીવોના ભાવો તથા કર્મોની અતિ વિચિત્ર છે. જુઓ, રાણી રાણીવાસનું સુખ છોડી ગલી ગલીની કુતરી થઇ. સત્ય છે કે આ નાટકોથી ઘણાં ઘરો (સ્ત્રી પુરૂષો) બગડયાં. રાણી જેવીની આ દશા થઇ તો બીજા જનો માટે કહેવુંજ શું?

રાજા પણ પોતાની રાણીના વિયોગનું દુઃખ સહી ન શકવાથી પોતાના પુત્રને રાજ્ય સોંપી વનમાં ચાલ્યા ગયા અને ઇષ્ટ વિયોગથી (આર્ત ધ્યાનથી) મરી હાથી થયા. તે હાથી વનમાં ભટકતા ભટકતા એક વખત કોઇ પુણ્યના સંયોગથી શ્રી મુનિરાજના દર્શનને પામ્યો અને ધર્મ બોધને પણ પામ્યો, આથી તે હાથી સમ્યક્‌ત્વને પામી અણુવ્રતો પાળવા લાગ્યો અને આયુ પુરૂં કરી પાટલીપુત્ર નગરમાં મહીચન્દ્ર નામે રાજા થયો.

આ મહીચંદ્ર રાજા એક દિન વનક્રીડા માટે ગયા. તેના પુણ્યથી ઉપવનમાં શ્રી મુનિરાજના દર્શન તેને થઇ ગયાં. તે મુનિરાજને સાષ્ટાંગ નમસ્કાર કરી રાજા ધર્મ સાંભળવાની ઇચ્છાથી તેમની પાસે બેઠા એટલામાં કાણી, કુબડી, અને કોઢી એવી ત્રણ કન્યાઓ ઘણું દુઃખ ભોગવતી ત્યાં આવી. આ ત્રણ કન્યાઓને દેખી રાજા મહીચંદ્રને મોહ ઉપજ્યો. આથી રાજાએ શ્રી ગુરૂને તેનું કારણ પૂછયું.

શ્રી ગુરૂએ તેના ભવાંતરોનો સંબંધ કહી સંભળાવ્યો કે હે રાજા! તું આ ભવથી ત્રીજા ભવમાં બનારસનો રાજા વિશ્વસેન હતો અને તારી રાણી વિશાલનયના હતી. તારી રાણી નાટકનો અભિનય જોઇને નટોના હાવભાવોથી મન ચંચળ થવાથી પોતાની રંગી અને ચમરી નામે બે દાસીઓ સાથે ચાલી નીકળી વ્યભિચારીણી થઇ ગઇ. પછી એ ત્રણે જણીઓ વેશ્યાનું નીચ કામ કરતી એકવાર કોઇ રાજા પાસે કંઇ માંગવા માટે જતી હતી તેવામાં રસ્તામાં પરમ દિગંબર મુનિરાજને દેખી પોતાના કામની સફળતામાં અપશુકન માનવા લાગી અને રાત્રે મુનિરાજ પાસે આવી પોતાના દુષ્ટ સ્વભાવ પ્રમાણે હાવભાવ દેખાડવા લાગી અને મુનિરાજના ધ્યાનમાં વિઘ્ન કરવા લાગી પણ જેમ સામે કોઈ ધૂળ ફેંકી સુરજને મલીન કરી શક્તો નથી તેમ આ અધમ વેશ્યાઓ મુનિરાજને જરાપણ ધ્યાનમાંથી ડગાવી શકી નહિં. સત્ય છે કે પ્રલયકાળનો પવન કદી અચળ સુમેરૂ પર્વતને ડગાવી શકે છે?

સ્રીચરિત્રની સાથે સાથે સ્રીઓની પ્યારી રાત પણ પુરી થઈ. સવાર પડી સુરજ ઉગતાંજ તે દુષ્ટ સ્રીઓ પોતાના મનોરથમાં નિરાશ થઇ ત્યાંથી ચાલી ગઇ અને અહીંયા મુનિરાજનું અચળ ધ્યાન રહેવાથી દેવોએ જય જયકાર વાણી ઉચ્ચારી પંચાશ્ચર્ય કર્યું.

પેલી ત્રણ વેશ્યાઓને, મુનિરાજને ઉપસર્ગ કરવાથી ગલિત કોઢ થયો. રૂપ, કલા, સૌંદર્ય બધું નાશ પામ્યું અને છેવટ મરીને પાંચમા નરકે ગઇ. ઘણો કાળ ત્યાંનું દુઃખ ભોગવી ઉજ્જૈન નગરની પાસે ગ્રામપલાસ નામે

એક ગૃહસ્થીને એ ત્રણ પુત્રીઓ થઇ. ન્હાની વયમાં એ પુત્રીઓનાં મા બાપ મરી ગયાં. પૂર્વે કરેલાં કર્મોના ઉદયથી એ ત્રણે પ્રથમ કુબડી, કાણી, બ્હેરી અને એ ઉપરાંત અપ શબ્દ બોલવાવાળી નીકળી તેથી ગામથી બહાર તેઓને કહાડી મૂકવામાં આવી, અને ત્યાંથી ભટકતી તેઓ અહીં આવી છે. વળી તું તારી પટ્ટરાણીના વિયોગથી દુઃખી થઇ મરી ગયો તેથી હાથી થયો. ત્યારે શ્રી મુનિરાજના ઉપદેશથી સમ્યક્ત્વ સાથે પાંચ અણુવ્રતો પાળી દેહ છોડયો તેથી સ્વર્ગમાં દેવ થયો અને દેવ પર્યાય છોડી અહીં આવી મહીચન્દ્ર નામે રાજા થયો. આવી રીતે તેઓની સાથે તારો પૂર્વજન્મનો સંબંધ હોવાથી તને આ મોહ થયો છે.

ત્યારે રાજાએ કહ્યું કે મહારાજ! શું એવો કોઇ ઉપાય છે કે જેથી એ કન્યાઓ પાપથી છુટી થાય? શ્રી ગુરૂએ કહ્યું કે રાજા, સાંભળો? જો એ કન્યાઓ શ્રદ્ધા સાથે લબ્ધિ-વિધાન વ્રત પાળે તો સહજ આવા પાપોથી છુટકારો પામશે.

એ વ્રતની વિધિ એવી છે કે ભાદરવા, માહ અને ચૈત્ર સુદી એકમથી ત્રીજ સુધી (ત્રણ દિન) એક વરસમાં એ વ્રત પાળે અને પછી ઉદ્યાપન કરે અથવા વ્રત બેવડે. વ્રતના દિવસોમાં કાંતો તેલાં કરે કાંતો એકાંતર ઉપવાસ (એકાશણું) કરે અથવા તો હંમેશાં એકાશણુંજ કરે અને શ્રી મહાવીર-સ્વામીની પ્રતિમાનું પંચામૃત અભિષેક સાથે પૂજા અર્ચન કરે. ત્રણકાળ સામાયિક કરે, "ૐ હ્રીં શ્રી મહાવીરસ્વામિને નમઃ" એ રીતે જાપ કરે, જાગરણ અને ભજન કરે. અને ઉદ્યાપનની વિધિમાં જ્યારે વ્રત પુરૂં થાય ત્યારે બધા સંઘને ભોજન કરાવે, ચાર સંઘમાં ચાર પ્રકારનું દાન આપે, શાસ્ત્રોનો

પ્રચાર (શાસ્ત્ર દાન) કરે, પૂજનનાં ઉપકરણ અને શાસ્ત્રા જિન મંદિરમાં પધરાવે, વિગેરે.

આ રીતે વ્રતની વિધિ અને તેનું ફળ સાંભળી પેલી ત્રણે કન્યાઓએ રાજાની મદદથી વ્રત પાળ્યું, અને સમાધિ મરણ કરી પાંચમાં સ્વર્ગમાં દેવ થઈ. રાજા મહીચન્દ્ર પણ દીક્ષા લઇ તપ કરી સ્વર્ગે ગયા. વિશાલનયના નામની રાણીનો જીવ કે જે દેવ થયો હતો તે મગધ દેશના વાડવ નગરમાં કાશ્યપ ગોત્રના સાંડિલ્ય નામના બ્રાહ્મણની સાંડિલ્યા સ્ત્રીને ગૌતમ નામનો પુત્ર થયો. ચમરી અને રંગી સખીઓના જીવ પણ દેવ પર્યાયને છોડી મનુષ્ય ભવ પામી ઉત્તમ ગતિને પામ્યા.

જ્યારે શ્રી મહાવીર ભગવાનને કેવલજ્ઞાન થયું પણ વાણી ખરી નહિં ત્યારે ઇન્દ્રે જાણ્યું કે ગણધર વગર વાણી ખરતી નથી તેથી ઈન્દ્ર ગૌતમ બ્રાહ્મણની પાસે "ત્રૈકાલ્યં દ્રવ્ય-ષટ્કં" ઇત્યાદિ નવા શ્લોકો બનાવી સાધારણ વેશમાં ગયા અને તે શ્લોકનો અર્થ પુછયો. જ્યારે ગૌતમ તે શ્લોકનો અર્થ કરવામાં ગભરાયા ત્યારે ઈન્દ્ર તેને ભગવાનના સમવશરણમાં લઇ આવ્યા. સમવશરણનો માનસ્તંભ દેખતાજ ગૌતમનું મન તૂટી ગયું અને પ્રભુની સામે જઇ નમસ્કાર કરી દીક્ષા લીધી. જિનેશ્વર ભગવાનના કહેલા ચારિત્રના પ્રભાવથી તેને ચારે જ્ઞાન થઇ ગયાં અને તે ભગવાનના ગણધરોમાં પહેલો ગણધર થયો. તેણે પછી થોડો કાળ જીવોને સંબોધ્યા અને શ્રી મહાવીર પ્રભુની પાછળ કેવળજ્ઞાનને પામી મોક્ષપદને મેળવ્યું, તે ગૌતમ સ્વામીને અમારા નમસ્કાર છે.

"લબ્ધિવિધાન વ્રત ફલ થકી, વિશાલનયના નાર,
ગણધર હો લહ મોક્ષ પદ, કિયો કર્મ સબ ક્ષાર."

# શ્રી [illegible] પૂજા.

## ( ગુંજરાતી ભાષામાં. )

[શાહ ત્રિભુવન સયચંદે પોતાની માતા રતનબાઇની સ્મરણમાં રચેલી]

### સાખી.

આહ્વાહન કરૂં પ્રેમથી, નેમ પ્રભુ શિવ કંત !
સ્વીકારજો અહીં આવીને, સહુ જન વિઘ્ન હરંત;
સ્થાપું જિન ! રત્ન-સિંહાસને, સબ અઘ ભસ્મ કરંત,
આવો ! બિરાજો ! અહીં પ્રભુ ! ભવનિધિ પાર તરંત.

ૐ હ્રીં શ્રી નેમનાથ જિનેંદ્રાય અત્ર અત્ર સંવોષટ્ આહ્વાનં !
ૐ હ્રીં શ્રી નેમનાથ જિનેંદ્રાય અત્ર તિષ્ઠ ઠઃ ઠઃ સ્થાપનં !
ૐ હ્રીં શ્રી નેમનાથ જિનેંદ્રાય અત્ર મમ સંન્નિહિતો ભવ
ભવ વષટ્ સંનિધિ કરણં.

(રાગ-હોરી. શામલા મત મારોરે પિચકારી-એ ચાલ.)

શામલા તમ પૂજારે સુખકારી.

પ્રાશુક જલથી પૂજા તુમારી, સબ દુઃખ ભંજનકારી,
જન્મ જરા મૃત્યુ નાશન કારી, અજર અમર તુમ સ્વામી.
પ્રભુ ! હું તુમ પર વારી....શામલા.

ૐ હ્રીં શ્રી નેમનાથ જિનેંદ્રાય જન્મ જરા મૃત્યુ-
વિનાશાય જલં.

*　　*　　*　　*

ચંદન મિશ્રિત [illegible] [illegible], [illegible] કપુર મિલાવી,
શાંત બને આ ભવની જવાલા, નિત્ય હો ભક્તિ તુમારી.
નિરંજન તુમ હો સ્વામી....શામલા.

ૐ હ્રીં શ્રી નેમનાથ જિનેંદ્રાય સંસાર તાપ વિનાશાય ચંદનં.

* * * *

પ્રાશુક જલથી શુદ્ધ સુવાસિત, અક્ષત પ્રેમે ચઢાવી,
પૂજ કરૂં અક્ષય પદ લેવા, તુમ હો સિદ્ધ વિરાગી.
સર્વજ્ઞ પ્રેમ ભંડારી....શામલા.

ૐ હ્રીં શ્રી નેમનાથ જિનેંદ્રાય અક્ષય પદ પ્રાપ્તાય અક્ષતાન્.

* * * *

પુષ્પ કદંબક સેવતી સુંદર, માલતી જૂઈ સુવાસી,
પ્રેમે ચઢાવું તુમ ચરણાગ્રે, કામ વ્યથા હરનારી.
પ્રભુ ! તુમ હો નિર્વિકારી....શામલા.

ૐ હ્રીં શ્રી નેમનાથ જિનેંદ્રાય કામ બાણ વિનાશાય પુષ્પં.

* * * *

ઘેબર લાડુ ખાજાં તાજાં, મેવા ભાવે ચઢાવી,
પૂજ કરૂં મમ ક્ષુધા મિટાવા, અષ્ટાદશ દોષ ત્યાગી.
પ્રભુ તુમ સેવા પ્યારી....શામલા.

ૐ હ્રીં શ્રી નેમનાથ જિનેંદ્રાય ક્ષુધારોગ વિનાશાય નૈવેદ્યં.

* * * *

કંચન પાત્રે દીપ પ્રજાલું, જ્યોતિ તુમ તમ–હારી,
મોહ મહા તમ મુજને ઘેરે, તે પણ જાય પલાઈ.
અનુપમ જ્યોત તુમારી...શામલા.

ૐ હ્રીં શ્રી નેમનાથ જિનેંદ્રાય મહા મોહાંધકાર વિનાશાય દીપં.

*    *    *    *

ધૂપ દશાંગ સુવાસિત સુંદર, ધૂમ્ર કરૂં પ્રભુ ! પ્રકટાવી,
અષ્ટ કરમ મમ નાશજ થાયે, કર્મ શત્રુઘ્ન સ્વામી.
અનુપમ શક્તિ તુમારી....શામલા.

ૐ હ્રીં શ્રી નેમનાથ જિનેંદ્રાય અષ્ટ કર્મ દહનાય ધૂપં.

*    *    *    *

કદલી ફલ ને દ્રાક્ષ દાડિમ, આમ્ર અવર લાવી,
પૂજા રચાવું તુમ પદ આગે, મોક્ષ મહા ફલ ધ્યાઈ.
પ્રભુજી ! શિવપુર સ્વામી....શામલા.

ૐ હ્રીં શ્રી નેમનાથ જિનેંદ્રાય મોક્ષફલ પ્રાપ્તાય ફલં.

*    *    *    *

અષ્ટ દ્રવ્યથી અર્ઘ્ય ચઢાવું, ધ્યાવું તુમ પદ ઉચ્ચ રસાળું,
'દાસ' અનર્ઘ્ય પદ પામે સત્વર, પ્રભુ એ લક્ષ્ય લગાવી....શામલા.

ૐ હ્રીં શ્રી નેમનાથ જિનેંદ્રાય અનર્ઘ્ય પદ પ્રાપ્તાય અર્ઘ્યં.



# પંચ કલ્યાણુક.

( આ વન વિષે સર્વને છે સુખ—એ રાહ. )

શિવ માત તણી કૂખને દીપાવી,
સિત (સુદ) કાર્તિક તણી છઠ્ઠ શુભકારી,
રત્ન વૃષ્ટિઃ છપ્પન દેવી બાલ્લા દાસી–શિવમાત.

ॐ હ્રીં શ્રી નેમનાથ જિનેંદ્રાય કાર્તિક સુદી ષષ્ઠિ દિને ગર્ભ કલ્યાણુક મંગલ પ્રાપ્તાય અર્ધ્યં.

*　　*　　*　　*

પ્રભુ–જન્મ તીન લોક ચિત્તહારી,
દિન શ્રાવણુ સિત છઠ્ઠ સુખકારી.
દેવ દેવિ પિતુ સમુદ્ર હર્ષધારી–શિવમાત.

ॐ હ્રીં શ્રી નેમનાથ જિનેંદ્રાય શ્રાવણુ સુદી ષષ્ઠિ જન્મ કલ્યાણુક મંગલ પ્રાપ્તાય અર્ધ્યં.

*　　*　　*　　*

તજી રાજમતી, રાજપાટ માયા,
ધરી દીક્ષા સેસાવન તપ રાચ્યા.
દિન શ્રાવણુ સિત છઠ્ઠ વ્રત માંડયાં–શિવમાત.

ॐ હ્રીં શ્રી નેમનાથ જિનેંદ્રાય શ્રાવણુ સુદી ષષ્ઠી તપ-કલ્યાણુક મંગલ પ્રાપ્તાય અર્ધ્યં.

*　　*　　*　　*

ઘાતિ ચાર કર્મ ચૂરી, કેવલ પામ્યા,
હરિ સમવ શરણુ દિવ્ય પ્રભુ શોભ્યા.
આશો માસ સિત એકમેં પ્રકાશ-શિવમાત.

ૐ હ્રીં શ્રી નેમનાથ જિનેંદ્રાય અસોજ (આસો) સુદી એકમ કેવલ કલ્યાણુક મંગલ પ્રાપ્તાય અર્ઘ્યં.

* * * *

પંચ રત્ન ત્રયે, ભવ્ય જન બોધ્યા,
શેષ કમ ચૌ કાટી મોક્ષ પામ્યા,
દિન અસાઢ સિત અષ્ટમી રસાલા-શિવમાત.

ૐ હ્રીં શ્રી નેમનાથ જિનેંદ્રાય અસાઢ (અષાડ) સુદી અષ્ટમી મોક્ષમંગલ પ્રાપ્તાય અર્ઘ્યં.



## જયમાલ.

### સાખી.

જ્ઞાન ધ્યાન જપ તપ મહીં, તુમ હો શ્રેષ્ઠ જિનંદ,
યોગી મુનિશ્વર તુમ પ્રભુ! ધ્યાવે નિત્ય અનંદ,

( વનવગડામાં ભૂલી પડી ત્યાં—એ રાહ. )

સાંભળજો પ્રભુ! નેમિ પ્યારા! અરજી એક હમારી રે,
દાસ તુમારો આ ભવનિધિમાં, ગોથાં ખાતો રખડે રે,
સુણજો જિનવરજી.

મગર મચ્છ ત્યાં ક્રૂર બહુ વસતા, નાવ ચડયું તોફાને રે,
કોણ ઉતારે પારૂજ પ્રભુજી! આરો કંઇ ના સૂઝેરે,
સુણજો જિનવરજી.

હું તુમ બાલ પ્રભુ છું ઘેલો, શુદ્ધિ નહિં કો જડતીરે,
પરમ પ્રભુ તુમ નજર મલે તો, આ દીન જાણે સુભાગીરે,
સુણજો જિનવરજી.

માત પિતા કો સગું નહિં સાથી, ભવનિધિ એકલ તરવોરે,
તુમ હો દયા નિધિ દાતા સવજ્ઞ, જાણો મમ દુઃખ સરવેરે,
સુણજો જિનવરજી.

ધર્મ રક્ષાર્થે રાજુલ રંભા, ત્યાગી વળી સહુ માયા રે,
તુમે તાર્યા ભયભીત કોકને, રાજમતી દુઃખી બાળારે;
સુણજો જિનવરજી.

જ્ઞાતા તમે શુદ્ધ ધર્મના સ્વામી, પ્રાણથી શ્રેષ્ઠ તે પાળ્યો રે,
દેહ અને આ જગના જાણી, ચંચલ વિજ સમ રંગોરે;
સુણજો જિનવરજી.

સત્ય આત્મ એક શુદ્ધ બનાવ્યો, પામ્યા શિવપદ સ્વામીરે,
આઠો કરમને છેદી દીધાં, સિદ્ધ થયા જગ સ્વામીરે;
સુણજો જિનવરજી.

સ્વપર હિત સૌ સેવ્યું સ્વામી, તાર્યા બહુ જન પ્રીતેરે,
સમવસરણ મહીં તત્વ બતાવ્યું, ધર્મ તણું બહુ રીતે રે;
સુણજો જિનવરજી.

ધર્મ તણો હું મર્મ જ જાણું, રહું સદા શુભ પંથેરે,

અંતર દ્રષ્ટિ ઉઘડે મારી, પ્રભુ એ આશ છે પ્યારીરે;
સુણજો જિનવરજી.

દેહ તણી સૌ માયા છોડું, આત્મ અનુભવ પામું રે;
કર્મ તણાં સહુ ફંદ મિટાવું, વિઘ્ન વ્યાધિ સૌ આધિરે;
સુણજો જિનવરજી.

દુઃખ અનંતા ભોગવી ભમતો, ચહુ ગતિમાંહિ બળતોરે,
સહી ન શકાતી એ ભવ–જ્વાલા, આત્મ–શાંતિ શુભ સાધુંરે;
સુણજો જિનવરજી.

તુમ અનંત ગુણ રત્નકરંડ, રિદ્ધિ સિદ્ધિ પદ સેવેરે,
શક્તિ તુમારી કથી ન શકે કો, કવિજન શ્રેષ્ઠ કે હેવારે;
સુણજો જિનવરજી.

ચીતરી શકે ના શ્રેષ્ઠ ચીતારા, પાર ન ગણધર પામ્યારે,
તુમ નિર્વિકલ્પ, તુમ અચિંત્ય, તુમ નિરંજન દેવારે;
સુણજો જિનવરજી.

જાણી શકે કો ના તમ સ્વરૂપ, યોગીશ્વર કો જાણેરે,
ભક્તો જનો તુમ ધ્યાન ધરે જે, નિજાનંદ પદ પાવેરે;
સુણજો જિનવરજી.

તુમ પ્રભુ ! ભકિત ઇન્દ્રાદિક સૌ, ગાન તાનથી કરતારે,
કિન્નર નારી કિંકિંણુ બજાવે, ઝાંઝ, બીન મધુ બંસીરે;
સુણજો જિનવરજી.

મૃદંગ બજે કંઇ વાજીંત્ર વાજે ઘણા રાગિણિ સ્વર તાલેરે,
તાર હૃદયના મેળવી થાયે, તલ્લીન સ્વરૂપ તુમ ધ્યાઇરે;
સુણજો જિનવરજી.

નાચે તા થૈ થૈ થૈ કરંતી, મંગલ અપસરા આવેરે,
ઝંકાર નૂપુરનો ઝુમઝુમ થાયે, લલિત અભિનય લાવેરે;
સુણજો જિનવરજી.

પ્રભુ! તુમ મમ પ્રાણ-જીવન હો, સ્વજન હિતેચ્છુ ત્રાતારે,
તુમ મય પ્રભુ! હું ઇચ્છું બનવા, મીટે ભવ-દુઃખ ફેરારે;
સુણજો. જિનવરજી.

ઘત્તા-ત્રોટક.

શ્રી શિવપુર સ્વામી, નેમિ અકામી, સત્ય નિરંજન તુમ સખા,
તુમ અંતરજામી, ધર્મ ધુરંધર, ગિરનારી તુમ તીર્થ મહા.

ૐ હ્રીં શ્રી નેમિનાથ જિનેંદ્રાય મહાર્ઘ્યં.

સાખી.

પૂજે નેમિ જિનેશ જે, ત્રિભુવન પતિ ઉલ્લાસ.
રિદ્ધિ સિદ્ધિ સાધે જગે, સ્વાનુભૂતિ શિવહાર,

ઇત્યાશીર્વાદઃ



# સોલહ કારણની આરતી.

ગૌતમ ગણધર વંદીએ, સુખ કંદીએ,
સરસ્વતી ગુણ ગાઉં, ભાદ્રવા માસ સુ ચૈત્રકું,
વદ પક્ષકું, ઘૂર પડવા લાઉં;
જય જય સોલહકારણાં, અઘહારણાં તીર્થંકર
પદ ધરણાં, પંચકલ્યાણક સારણાં, સોલહકારણાં—૧

દર્શન, વિનય, સંપન્ના, શીલ વર્તના,
નીત જ્ઞાન વિચરણા, સંવેગ સમાચરો
ત્યાગ તપ ધરો, સુસમાધિ વિહરણા—૨—જયજય.

વૈયાવ્રત જિનસૂરિકો બહુ શ્રુતકો,
જિન આગમ ભક્તિ, આવશ્યકા પરિહાણીઅ,
જિન વાણીકા, જિન વાત્સલ્ય શક્તિ—૩—જયજય.

ષોડશ વર ભાવન ભાવીયા, સુખા થાઇયા;
જિવંધર જિન કહીયા, છેંતાલીસ ગુણ દીઠીયા;
અઘ ખંડીયા, શિવ રમણી લહીયા.—૪—જયજય.

ષોડશ અણુશણ ઉત્તમા, પદ સોરમા,
સુખદાયક ધામા, એકાંતર મદ સંયમી,
જગના શ્રમી, પંચ પરમ વિરામા—૫—જયજય.

પંચાશ્રવ નિરોધતા, જીવ બોધતા,
અનુપ્રેક્ષા વિચારી, કાષ્ઠાવર વિબુધેશ્વરા,
કમલેશ્વરા, વિજયા નમઃ શાણા.—૬—જયજય.



# અષ્ટાહ્નિકા (નંદીશ્વર)ની આરતી.

જયદેવ, જયદેવ (૨) જય બાવન જિનં દેવા, (૨)
આરતિ કરૂં તુમ ચરણે (૨) ભવ જલ નિધિ ન્હાવા—જયદેવ
પ્રથમ જમ્બૂ, ઘાતકીવર બીજો, (૨)
પુષ્કર ભૂધર શોભિત, પુષ્કર વર ત્રીજો..........૨—જયદેવ
ચોથો વારૂણી દ્વીપ, પંચમ ક્ષીર વર (૨)
છઠ્ઠો ઘૃતવર સુંદર, સપ્તમ ઇક્ષુવર...............૩—જયદેવ
અષ્ટમ શોભિત, નંદીશ્વર નામા, (૨)
પ્રતિદિશા તેરહ તેરહ, અકૃતિમ જિન ધામા....૪—જયદેવ
અંજન ભૂધર એક, દધિમુખ ગણુ ચાર, (૨)
ગજમુતિ રતિકર પર્વત, તેરહ ગિરિ સાર....૫—જયદેવ
એવં ચૌદિશિ બાવન, પૃથ્વી ધર લંબા, (૨)
ગિરિપ્રતિ જોય જિનાલય, મણિમય જિન બિંબ–૬–જયદેવ
શુભ અસાડ સુ કાર્તિક, ફાગણુ સુદી પક્ષ, (૨)
ઇન્દ્રાદિક કરે પુજા, અષ્ટાન્હિક દિક્ષા.............૭–જયદેવ
અષ્ટમ દીનથી માંડી, પૂનમ પર્યંતા, (૨)
જિન ગુણુ 'સાગર' ગાવે, પાવે શિવકાંતા........૮—જયદેવ

